# NOTES ON THE PRINCIPAL TOWNS AND ISLANDS IN THE WORLD.

## FOR GUJARATI SCHOOLS

BY

PHEROZE SORABJI,

*Acting Lady Superintendent of the Ahmedabad Female Training College.*





AHMEDABAD:

Printed and published at the Ahmedabad United Print.-

and General Agency Company "Limited" by

Ranchorlal Gungaram at Mama's Haveli.

A. D. 1883.

*Price* 12 *annas.*

# दुनीआना बेटो अने जाणवा लायक शहेरोनी नोंध

वर्णन साथे.



गूजराती निशाळोना उपयोग सारु


રચનાર

પી. સોરાબજી.

આકટીંગ લેડી સુપરીન્ટેન્ડેન્ટ.

અમદાવાદ ફીમેલ ટ્રેનીંગ કોલેજ



અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રિંટીંગ
અને જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

ઈ૦ સન ૧૮૮૩.

કીંમત બાર આના.

This little work is respectfully inscribed to

**Mrs. E. F. Sheppard**

in token of the kind interest taken by her

**IN NATIVE GIRL'S SCHOOLS**

*In the Province of Gujarat.*

મીસીસ જી. એફ. શેપર્ડ. ઉત્તરવિભાગના કમીશનરનાં

પત્ની. જે ગુજરાતપ્રાંતની દેશી કન્યાશાળા

ઉપર ઘણો પ્યાર ને મમતા રાખે છે

તેના માનની ખાતર આ

લઘુ પુસ્તક માનપૂર્વક

અર્પણ કરવામાં

આવ્યું છે.

ગ્રંથ કર્ત્રિ.

# PREFACE.

In compiling the following Notes, it has been my desire and endeavour, to make them such that Teachers in Gujarati Schools should have in concise form, something interesting and instructive whether historical or otherwise remarkable, regarding the towns and islands in the world. During my experience of nearly five years as First Assistant to the Lady Superintendent in the Female Training College Ahmedabad, while eaching Geography, or hearing it taught, in one or other of the Vernacular Schools connected with the College, it has often occurred to me, that instead of letting the class write down in their notebooks, anything noteworthy of a town not mentioned in the Geographies, time would be saved, and the Teacher's work facilitated if a kind of compendium were made of remarkable facts connected with the lesson; also, that instead of searching through a note-book(kept very often in common for all class-subjects)

and gleaning out of it what had been written from time to time on this particular subject, it would be far more convenient for pupils and Teachers, to have all these Notes together in Book form. Such a book, I have hoped, would prove a useful adjunct to the Gujarati Teachers' library, and supplement to some little extent the ordinary Geography. Teachers in Gujarati schools being for the most part unacquainted with English, text-books in that language are inaccessible to them.

The Gujarati geographies in use contain very valuable instruction, but as they treat on the Physical and Political features of the entire Globe, it is not to be expected, that they would notice every town in every country, or give detailed accounts of each or all of them: thus a Teacher being incapable of supplying from his or her own stock of information those pleasing facts which help to register the name of a place in a child's mind, the lesson becomes a

mere tax on the memory, and being retainable only for a short time, is of little intellectual value. On the other hand in learning the name of an Island or Town, e. g. Malta, London, Bombay, the child listens to a description or story connected with each, the names of these places are carried into its mind by the interest of the lesson, and it learns to associate their geographical positions with what has been said about them. Cairo with the pyramids, Mocha with coffee, Moscow with the burning of it by its own inhabitants, and so on.

By this means two necessary aims, in teaching Geography are attained.

*First.* The Teacher describes largely.

*Second.* The pupils learn the locality of a place, and the value of subordinating the knowledge of its position to the knowledge of the things localized.

In conclusion I would mention that I have chiefly consulted Richardson's Geography, and have deduced some information from Cornwell's Geography,

and Sullivan's Geography generalized.

In the case of Provinces, where no very important towns are given, or where, that the pupil might better understand the position and chief features of a Province, it seemed to be necessary to me to do so, I have given a short explanatory paragraph, touching on only what was most useful. Countries and chief towns are given in tabular form.

# પ્રસ્તાવના.

આખી પૃથ્વીનાં નગર અને દ્વીપો સંબંધી ઐતિહાસિક અથવા કોઈ પણ રીતે પ્રખ્યાત, કેટલોક રસિક, તેમજ જ્ઞાન-વર્ધક હેવાલ ગુજરાતી નિશાળોના શિક્ષકોને મળે એવાં આ લઘુપુસ્તક રચવામાં મારી ઇચ્છા તથા યત્ન છે. અમદાવાદની ફીમેલ ટ્રેનીંગ કોલેજનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટની પ્રથમ સાહાય્ય કર્તરિ કે મારા પાંચ વર્ષના અનુભવ પ્રમાણે જ્યારે હું ભૂગોળવિદ્યા શીખવતી અને તે વિદ્યાલયને લગતી બીજી ગુજરાતી નિશાળોમાં શીખવાતી સાંભળતી ત્યારે મારા મનમાં ઘણીવાર એમ આવતું હતું કે જે પાઠને લગતી પ્રખ્યાત બાબતોના સંગ્રહની એક જુદીજ ચોપડી હોય તો ભૂગોળના પુસ્તકમાં નહિ આપેલાં હરકોઈ શહેરના હેવાલ વર્ગમાં ભણનારાંની નોટમાં લખાવવામાં રોકાતો વખત બચે અને શિક્ષકનો શ્રમ પણ ઘટાડી શકાય; વળી વર્ગમાં શીખવાતા સર્વ વિષયોને માટે રાખેલી સામાન્ય એક ચોપડીમાંથીજ અમુક વિષય વિષે સમયે સમયે લખેલું શોધીને વીણી કાઢવા કરતાં તે સર્વ બાબતની એક પૃથક ચોપડી હોય તો ભણનારને તેમજ ભણાવનારને વધારે સુગમ પડે. મને એવી આશા છે કે આવા પ્રકારનું પુસ્તક ગુજરાતી શિક્ષકોના પુસ્તકના સમુહમાં એક ઉપયોગી લઘુપુસ્તકનો વધારો કરશે, અને તેમના સાધારણ ભૂગોળજ્ઞાનને થોડી ઘણી પૂર્ણતા આપશે. ગૂજરાતી શાળાઓમાં શિક્ષકોમાંના ઘણા ખરા ઇંગ્રેજી ભાષા ન ભણેલા હોવાથી તે ભાષામાં લખાયલાં ભૂગોળનાં પુસ્તકોમાં તેઓ પ્રવેશ કરી શકતા નથી. હાલમાં ચાલતાં ગુજરાતી ભૂગોળનાં પુસ્તકમાં ઘણી કીમતી કેળવણી સમાયલી છે; પણ તેમાં આખી પૃથ્વીને લગતું ભૂસ્તર વિદ્યા તથા રાજકીય પ્રકરણને લગતું લખાણ હોવાથી દરેક દેશના દરેક શહેરને લગતો સંપૂર્ણ હેવાલ મળે તેમ ધારી શકાય નહિ. આ પ્રમાણે શિક્ષક પોતાના થોડા જ્ઞાનને લીધે જે

જે રસિક બાબતો બાળકના મનમાં કોઈપણ ભૂગોળની જગો બરોબર ઠસાવવાને સહાય્યભૂત થઈ પડેછે તે તે બાબતો પૂરી ન પાડી શકવાથી, તે બાળકને તે જગો યાદ રાખવાનું કામ તેની સ્મરણશક્તિ ઉપર બોજા જેવું થઈ પડેછે અને તેમ છતાં પણ માત્ર થોડા કાળ પછી વિસ્મૃત થઈ જાયછે તથા એ બુદ્ધિની વૃદ્ધિ થવામાં લાભ થતો નથી. બીજી રીતે જોતાં માલ્ટા, લન્ડન અને મુંબાઈ ઈત્યાદિ બેટ અથવા શહેરોનાં નામ શીખતાં જો તે જગોને લગતું વર્ણન અથવા વાત બાળકના સાંભળવામાં આવેછે તો પાઠમાં રસ પડવાથી તે નામો તેના હૃદય ઉપર છપાઈ જાયછે, અને ભૂગોળનાં સ્થળોનો અને તેને લગતો ઐતિહાસિક વર્ણનનો સંબંધ સમજતાં શીખેછે. જેમકે કૈરો પિરામિડને માટે, મોખા બુંદદાણાને માટે, અને મોસ્કો ત્યાંનાજ રહેવાસીઓ વડે બાળી નાખવામાં આવ્યું તેને માટે પ્રખ્યાત છે વિગરે.

આ સાધનથી ભૂગોળવિદ્યા શીખવવાના બે અગત્યના હેતુ પાર પડેછે:—

૧ શિક્ષક સવિસ્તર હેવાલ આપી શકેછે.

૨ ભણનાર હરકોઈ સ્થળને લગતી માહીતી મેળવે છે અને તે સ્થળના જ્ઞાનને તથા તે સ્થળને લગતી બાબતોને પરસ્પર સંબંધ વડે સમજવાથી થતો લાભ સમજી શકેછે.

છેવટે હું એ કહું છું કે આ ચોપડી રચવામાં મેં રિચર્ડ્સન્સ મોડર્ન જ્યોગ્રાફીનો આધાર લીધો છે તથા કોર્નવેલ્સ જ્યોગ્રાફી અને સુલીવાન્સ જ્યોગ્રાફીમાંથી પણ કેટલીક બાબતો લીધી છે. જે પ્રાંતમાં કોઈ ઉપયોગી શહેરો આપેલાંજ નથી તથા જે પ્રાંતોનાં સ્થળ અને હદ ભણનાર પોતાની મેળેજ બરોબર સમજી શકે છે એવા પ્રાંતો વિષેનો અત્યુપયોગી બાબતોનેજ લગતો ટુંકો સમજુતીનો ફકરો આપવાની જરૂર જણાયાથી મેં તેમ કર્યું છે. પરગણાં અને તેનાં મુખ્ય શહેરો કોષ્ટકના આકારમાં લખેલાં છે.

# દુનિયાનાં મુખ્ય શહેર તથા બેટનું વર્ણન.

## એશિઆ ખંડ.

### શહેરોનું વર્ણન અથવા હકીકત.

#### બલૂચિસ્તાન*.

**ખિલાત.** મુખ્ય શહેર છે. બોલનઘાટની નૈઋત્ય કોણમાં ઉંચા ડુંગર ઉપર છે. આ શહેર કોટથી મજબૂત કરેલું છે. બલુચી લોક અંગ્રેજોની સામા થયા હતા માટે તેમનું શહેર ઈ.સ. ૧૮૩૯ માં જીતી લીધું. એ વેપારનું મથક છે અને એમાં હથિઆર બનાવવાનાં કારખાનાં છે.

**બામપૂર.** એ ઈરાનના તાબામાં એક નાનો ગઢ છે. સમુદ્રની સપાટીથી ૧૭૦૦ ફૂટ તે ઉંચો છે. તોપણ હવા ગરમ અને રોગી છે.

**છાહબાર.** એ એજ નામના અખાત ઉપર નાનું બંદર છે. ઈ. સ. ૧૮૭૨ માં જ્યારે ઈરાનના શાહે જીતી લીધું ત્યારથી એનો વેપાર ઘટતો ગયો છે.

**ગ્વાદર.** છાહબારની પૂર્વે મકરાન પ્રાંતમાં નાનું બંદર છે.

**દાદર તથા ક્વેતા.** બોલન ઘાટની ઉત્તરે અને દક્ષિણ છેડે બે નાનાં શહેર છે. ઈ. સ. ૧૮૮૫માં અંગ્રેજોએ ક્વેતા શહેર વશ કર્યું. બોલન ઘાટ ૬૦ મૈલ લાંબો છે.

---

*બલૂચ જાતના લોકની સંખ્યા વધારે હોવાથી અને દેશમાં ચારે તરફ ફેલાઈ ગયાથી નાદીરશાહે તે પ્રાંતનું બલૂચિસ્તાન નામ પાડ્યું એમ કહેવાય છે.

## अफघानिस्तान.

**કાબુલ.** એ મુખ્ય શહેર, કાબુલ અને લોગર નદીના સંગમ ઉપર છે. તે પેશાવરથી ૧૯૦ મૈલ પશ્ચિમ તરફ છે. એનો ઘેરાવો ત્રણ મૈલનો છે. બજાર મોટું તથા દેશ અને પરદેશ સાથે વેપારનું મથક છે. બાલાહિસાર નામનો કિલ્લો શહેરની અંદર છે. થડમાં બાબર બાદશાહની કબર છે.

**હેરાત** એ વાયવ્ય કોણમાં છે. કાશ્મીર તથા કાસ્પિઅન સમુદ્રના વેપાર વાસ્તે અનુકુળ વસેલું છે. તેની આસપાસની જમીન અતિ રસાળ અને દેખાવ ઘણોજ સુંદર છે. શહેરને ફરતો કોટ છે. બહાર નીકળવાને પાંચ મોટા દરવાજાછે. હિંદુસ્તાન, તાર્તરી, અફઘાનિસ્તાન અને ઇરાનના વેપારનાં મોદીખાનાં એમાં છે. ત્યાં રેશમી અને ઉનનાં લુગડાંનાં કારખાનાં છે અને તરવારનાં પાનાં પણ એમાં બને છે.

**જલાલાબાદ** પેશાવરથી ૯૧ મૈલ પશ્ચિમમાં અને કાબૂલ નદીની દક્ષિણે એક સારી રીતે ખેડાએલી અને રસાળ ખીણમાં વસેલું છે. એ એશિઆ ખંડમાં સર્વથી મેલું અને અસ્વચ્છ શહેર કહેવાય છે. ઈ.સ. ૧૮૪૨માં જનરલ પોલકે કોટ ભાગી નાખ્યો ત્યારપછી કોઈ યૂરોપિઅન ત્યાં જઈ રહ્યો નથી. ખૈબર ઘાટને રસ્તે થઈ જલાલાબાદ જવાયછે. ખૈબરઘાટ ૩૦ મૈલ લાંબો છે.

**કંદહાર.** એ કોટથી મજબૂત કરેલું મોટું શહેર છે. આરગંડઆબ નદીને કાંઠે એક નાના સપાટ મેદાનમાં વસેલુંછે. વેપાર સારો ચાલે છે. ત્યાંના મેવામાં મુખ્યત્વે અનાર, કલિંગર, જરદાળુ, દ્રાખ, અને અંજીર વખણાય છે. એમાં રેશમી અને ઉનનાં લૂગડાંનાં કારખાનાં છે.

**ગિજની.** એ જૂની રાજધાનીનું શહેર છે. તેને ફરતો કોટ છે. મહમદગિજનીની કબર અહીં છે. તેણે જીતેલા સોમ-

નાથ પાટણના દેરાના એ સોનાના દરવાજા ૮૦૦વર્ષ સુધી આ શહેરમાં રાખ્યા હતા. ઈ. સ. ૧૮૪૨ માં લાર્ડ એલનબરોએ એ દરવાજા સોમનાથ પાછા મોકલ્યા.
અફઘાનિસ્તાનનાં બીજાં શહેર અગત્યનાં તથા વખાણવા લાયક નથી.

## इरान.

તેહરાન. એ રાજધાનીનું શહેર છે. એલ્બર્ઝ પર્વતથી બાર મૈલ દક્ષિણમાં છે. તેનો ઘેરાવો ચાર મૈલ છે. ઈમારતોમાં મુખ્ય શાહનો મહેલ તથા દરબારના અમીરોનાં ઘર છે. ઉનાળામાં ગરમી તથા રોગી હવાને લીધે પૈસાદારલોકો પાસેના ડુંગરપર હવા ખાવા જતા રહેછે.

ઈસ્પહાન. ઈ.સ.૧૭૯૮સુધી ઈરાનની રાજધાની હતી. એ શહેર જૈનદરેદ નદીને ડાબે કાંઠે ખોરાસન પ્રાંતમાં છે. અસલના વખતમાં એશિઆખંડનાં પ્રસિદ્ધ પામેલાં શહેરોમાં આ શહેર ગણાતું હતું. અને અતિ ઊંચે દરજ્જે ચઢયું ત્યારે એની આસપાસ ૨૪ મૈલનો કોટ હતો, ૧૫૦ મસ્જીદ, ઘણાં હમામખાનાં અને મોટાં મોટાં ચૌટાં હતાં. ઘણીખરી શેરીઓ કમાનદાર હતી. હાલ જો કે શહેર ક્ષય પામ્યુંછે તો પણ કેટલાંક અગત્યનાં કારખાનાં જેવાં કે સોના રૂપાનાં કામ, હથિયાર, તરવારનાં પાનાં, માટીનાં વાસણ, કાચ અને વણેલો માલ બનેછે. હિંદુસ્તાન, તુર્કસ્તાન, અને અફઘાનિસ્તાન વચ્ચેના વેપારનું એ મુખ્ય મથક છે.

શિરાજ. ફેરીસ્તાનના ડુંગરમાં આવેલું સારૂં બાંધેલું શહેરછે. હાફીઝ અને સાદી એ પ્રખ્યાત કવિઓનો જન્મ અહીં થયો હતો. એ શહેરનો ઘેરાવો ત્રણ મૈલ છે. ઈરાનમાં સૌથી સારૂં બજાર શીરાજનુંછે. દારૂ અને ગુલાબનું અત્તર વખાણાયछे. ઈસ્પહાન પહેલાં શિરાજમાં રાજધાની

હતી. એ ચૌદમા સૈકામાં શિરોબિંદુએ ચઢ્યું હતું.

**યજદ.** ખોરાસાન પ્રાંતની દક્ષિણે કોટથી મજબૂત કરેલું એ શહેર છે. રેશમી, સૂતરાઉ અને ઉનનાં લૂગડાંનાં કારખાનાં એમાં છે. હથિઆર અને માટીનાં વાસણ પણ બને છે.

**તબ્રીજ.** એ ઇરાનમાં સૌથી મોટું શહેરછે. એ અર્ધું પડી ગયેલું છે તોપણ હિંદુસ્તાન, રૂશિઆ, તુર્કસ્તાન અને ઇરાન વચ્ચેના વેપારનું મથક છે.

**મશદ.** એ પર્વત વચ્ચેના મેદાનમાં આવેલું માટીની ભીંતથી ઘેરેલું શહેરછે. એ ઇરાનનાં પવિત્ર શહેરમાં ગણાયછે. મુખ્ય ઇમારત "મોટા મસ્જીદ" છે. એમાં ઇમામ રાજાની કબરછે. તે જોવાને હજારો જાત્રાવાસીઓ દરવર્ષે ત્યાં જાયછે. વેપાર પણ મોટો ચાલેછે. રેશમી, મખમલ અને સાટિનનાં લૂગડાં, કિસ્ત (ચોકડીઆં), સૂતરાઉ કાપડ અને ખરા લોઢાનાં તથા તરવારનાં કારખાનાં એમાંછે.

**હમાદાન.** પ્રાચીન કાળમાં એનું નામ "એકબટાના" હતું. એ શહેરમાં તૈયાર કરેલાં ચામડાં, ઉનની શેત્રંજી અને ઓગીરની બનાવટ વખાણાયછે.

**બુશીર.**
**બંદરઆબાસ** } ઇરાની અખાતના કાંઠા ઉપર બંદરછે.
**કે ગોમબ્રુન.**

**અસ્તરાબાદ.** જાલી અને બારફ્રોશ કાસ્પિઅન સમુદ્રને કાંઠે બંદરછે. એ રૂશિઆની સાથે વેપાર ચલાવે છે.

## अरबस्तान.

**મક્કા.** એ હિડજાજ પ્રાંતમાં સૌથી મોટું શહેર છે. મુસલમાનોમાં મક્કા અતિ પવિત્ર ગણાયછે. મહમદ પેગમ્બરનો જન્મ અહીં થયો હતો. બીજી જાતના લોકોને શહેરમાં

પેસવા દેતા નથી. દરવર્ષે યાત્રાળુ લોક જાયછે ત્યારેજ થોડો વેપાર ચાલેછે.

**મદીના.** મક્કેથી આશરે ૨૦૦ મૈલ ઉત્તર તરફ એ શહેર છે. એ જૂની રાજધાનીનું શહેર હતું. અહીં પેગમ્બરની કબર હોવાથી એ વખાણાયછે.

**મોખા.** એ યમન પ્રાંતનું મુખ્ય શહેરછે. બુનદાણાને માટે એ નામાંકિતછે. એ લાલ સમુદ્રને કાંઠે કોટથી મજબૂત કરેલું જાણવા લાયક બંદરછે.

**એડન.** હેદ્રમૌત પ્રાંતના દક્ષિણ કાંઠા પર અંગ્રેજના તાબામાં અગત્યનું સંસ્થાનછે. ઈ.સ.૧૮૩૯માં એ પ્રાંતના ઈમામ પાસેથી વેચાતું લીધું. યૂરોપખંડના જળમાર્ગે જવાના રસ્તા ઉપર આવ્યાથી આદન કસ્બો વહાણોને બહુ અનુકુળ થાયછે. મુખ્યનિકાશ–બુનદાણા, ગુંદર, હાથીદાંત, મોતી, મૃગપક્ષીનાં પીછાં, અને રંગ.
આયાતમાલ–કોયલા, રેશમી અને સુતરાઊ કાપડ અનેધાન્ય. અંગ્રેજ ફોજની એક ટુકડી ત્યાં રહેછે. આરબ લોક, યાહુદી અને સુમાલીની અહીં વસ્તીછે. મુંબાઈના ગવરનરની તરફથી ઠરાવેલા પોલીટીકલ એજંટ સંસ્થાનની દેખરેખ રાખેછે.

**મસ્કત.** એ ઓમાન પ્રાંતનું મુખ્ય શહેરછે આ પ્રાંતનો ઈમામ બહુ બળવાનછે. એના હાથમાં આખો ઓમાન, ઈરાનના દક્ષિણ કિનારાનો થોડો મૂલક અને પૂર્વ આફ્રિકામાં જંઝીબાર દેશ એને આધીનછે. ઈરાની અખાતમાં કિશ્મ અને ઓર્મંઝ બેટ પણ એનાછે.

**રીયાદ.** અરબસ્તાનમાં નજદ કરીને ઊંચો અને રસાળ પ્રદેશછે, તેનું એ મુખ્ય શહેર છે. ત્યાંનો શેખ ઘોડા ઉછેરવામાં નામાંકિતછે.

**જેડા.** લાલસમુદ્રના કાંઠાપરછે. ત્યાં થઈને મક્કે જવાયછે.

**હોદીદા.** લાલ સમુદ્ર પર બંદરછે.

## एशिआइ तुर्कस्तान.

**સ્મર્ના.** સ્મર્ના અખાતને કાંઠે એશિઆમૈનરનું મુખ્ય શહેર અને વેપારનું મથકછે. એનું બજાર મોટુંછે. ત્યાં કીમતી તથા ભારે માલ વેચાયછે. પણ શેરી સાંકડી અને મેલીછે. તૂર્ક, ગ્રીક, યાહુદી અને આરમિન્યનની એમાં વસ્તીછે. સ્મર્નાથી ઐદાન સુધી (અગ્નિકોણમાં) રેલવે બાંધેલીછે. જળમાર્ગે ઇસ્તામ્બૂલ, આથેન્સ, બેરૂટ અને આલેકજાન્દ્રિઆ સાથે વ્યવહાર રાખેછે દુનિઆના સઘળા ભાગના એલચી અને વેપારીઓ અહીં ભેગા થાયછે.

**દમાસ્કસ(દમુસ્ક)** એ સીરિઆ પ્રાંતનું મુખ્ય શહેર છે. અને એ આખી દુનિઆમાં જૂનામાં જૂનું શહેરછે. તે બારદા નદીને કાંઠે એક રણદ્વીપની વચ્ચોવચ આવેલુંછે. પાણી ભરપૂરછે, જમીન અતિ રસાળછે.દમાસ્કસની સુંદરતા અપ્રતિમછે. દમુસ્કને "પાનાકેલીલમથી શણગારેલું મોતી" કહેછે. લીબનાન પર્વતના ઢાળપરથી જુઓતો એનો દેખાવ બહુજ સારોછે. વળી મિસર અને સીરિઆ વચ્ચેના વેપારનું મથકછે. પૂર્વ ગોળાર્ધનાં બજારોમાં દમુસ્કનું બજાર પ્રસિદ્ધિ પામેલુંછે. એમાં રેશમી અને ઊનનાં લૂગડાં, હથિઆર અને ઘરેણાં બનાવવાનાં કારખાનાંછે. એક જાતનું રેશમી કાપડ તથા ઊંચી જાતનું શણનું કાપડ પ્રથમ અહીંજ બન્યું માટે એમનાં નામજ દમાસ્ક પડ્યાંછે. તુર્ક, ગ્રીક, યાહુદી અને બીજા લોક ત્યાં આવીને વસ્યાછે.

**જેરૂસાલેમ.** પ્રાચીન કાળનું શહેરછે. મૃત સરોવરથી ૧૮ મૈલ વાયવ્યમાં છે. દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમે પર્વતથી વીંટાએલુંછે. કોટનો ઘેરાવો આશરે ૨½ મૈલછે. તૂર્ક, યાહુદી અને ખ્રિસ્તી જૂદા પરામાં રહે છે. તેને ઈ.સ. પૂ. ૭૦ માં રોમન લોકોએ જીતી લીધું હતું. ઈ.સ. ૬૩૭ માં આરબોએ

લીધું અને ૧૦૯૯માં ક્રુસેદરસે તાબે કર્યું. એમાં દેવળ, મસ્જીદ અને મઠ એ મુખ્ય ઇમારતોછે. એ શહેર તૂટી ગયું છે. અને તેનો દેખાવ દિલગીરી ઉપજાવે તેવોછે.

**બેરૂટ.** સારિઆનાં મોટાં શહેરમાંનું એ એકછે. ભૂમધ્ય સમુદ્રના કિનારાપર કોટથી મજબૂત કરેલું બંદરછે. આ પ્રાંતમાં બેરૂટ સૌથી આબાદ અને ચઢીઆતું શહેરછે. ફ્રેંચ લોકોએ દમુસ્ક અને એની વચ્ચે ઈ. સ. ૧૮૬૩માં સારો રસ્તો બાંધ્યો છે. વસ્તી દિવસે દિવસે વધતી જાયછે. સીરિઆનો ગવરનર વરસના છ મહિના અહીં અને બીજા છ મહિના દમાસ્કસમાં રહેછે.

**આલેપો.** ભૂમધ્ય સમુદ્ર અને યૂફ્રેટિજ નદીની લગભગ વચ્ચો વચ્ચ આવેલુંછે. યૂરોપ અને એશિઆ વચ્ચેના વેપારનું એક મથક છે. અહીંના કાફલા યૂરોપનો માલ હિંદુસ્તાન તથા ઇરાનમાં લેઈ જાયછે. રેશમી અને સૂતરાઉ કાપડનાં અને કિનખાબનાં કારખાનાં અહીં છે.

**બસા.** એ આલેપો અને સ્મર્ના સાથે રેશમ, શેત્રંજી અને શણનાં લૂગડાંનો મોટો વેપાર ચાલાવે છે.

**અર્જરૂમ.** યૂફ્રેટિજના મૂળ પાસે આરમીન્યાનુ મુખ્ય શહેરછે. આસપાસના મૂલકના વેપારનું મથકછે. તેહરાન અને મક્કાના કાફલા અહીં મુકામ કરેછે.

**બગદાદ.** તૈગ્રીસ નદીના બેઉ કાંઠાપર વસેલુંછે. ઘણીવાર સુધી બધા આસપાસના દેશોના વેપારનું મથક હતું. હાલ એ વેપાર દમાસ્કસ અને આલેપોમાં ચાલેછે. એમાં લાલ તથા પીળાં ચામડાંનાં અને રેશમી અને સૂતરાઉ લૂગડાંનાં કારખાનાં છે.

**મોસલ.** તૈગ્રિસ નદીને જમણે કાંઠે અને નિનિવેના ખંડેર સામુંછે. એમાં કારખાનાં ઘણાં છે. અને એ આરમીન્યા તથા આલેપો વચ્ચે સારો વેપાર કરેછે "મસલિન" નામનું

લૂગડું અહીં પ્રથમ બન્યું, માટે શેહેરના નામ ઉપરથી તે કાપડનું નામ પાડ્યું એમ કહેવાય છે.

**કાર્સ.** એશિઆઈ તુર્કસ્તાનની ઇશાન સરહદ ઉપરછે, જનરલ વિલ્યમ્સના હાથ નીચે તુર્કી ફોજપર રૂશિઆઈ ફોજે ઘેરો ઘાલ્યો હતો. તે પાંચ મહિના લગી પાછો વાળ્યો. પણ ખોરાક ખૂટ્યાથી અંતે તાબે થવાની જરૂર પડી.

**ત્રેબીઝાન્ડ અને સૈનોપ.** કાળા સમુદ્રને કાંઠે બંદરછે.

**સ્કાલાનોવા આડેલ્યા.** ભૂમધ્ય સમુદ્રને કાંઠે બંદર છે.

**ઇસ્કંદ્રન** ભૂમધ્યને કાંઠે આલેપો જવાનું બંદરછે.

**લાટાકીઆ.**
**ટ્રિપોલી, એકર.** } ભૂમધ્યના કાંઠા ઉપર બંદર છે.

**જાફા.** જેરૂસાલેમનું બંદર છે.

**માનિસ્સા.** પ્રાચીન કાળમાં લોહચુંબકનાં પતરાંને માટે પ્રખ્યાત હતું.

**કોનીઆ.** અગત્યનું વેપાર સંબંધી શેહેર છે.

**અંગોરા.** આ શેહેરના બકરાંના ઝીણા વાળ થાયછે, અને તેની ઊંચી જાતની સાલો બનેછે માટે વખાણાયેલું છે.

**ટાડમોર કે પાલમેરા.** "ખજૂરીના ઝાડનું શેહેર" સીરિઆમાં એક રણદ્વીપ પર બાંધેલું હાલ ખંડેર થઈ ગએલું શેહેર છે.

**બસરા.** શાટ-એલ અરબ નદીને કાંઠે છે. તેની પૂર્વે આવેલા મૂલક તથા ભરતખંડ અને તુર્કસ્તાન જોડે બોહોળો વેપાર ચલાવેછે.

**હિલ્લા.** આ શેહેર બાબીલનના ખંડેરપર બાંધેલું છે.

## સૈપ્રસ બેટ.

**નૈકાસીઆ કે લ્યૂકાસીઆ.** સૈપ્રસનું મુખ્ય શેહેર.

**લાનારકા.** અગ્નિકોણમાં મુખ્ય બંદરછે.

**લિમાસોલ.** દક્ષિણ કાંઠાપર બંદર.

પેફોસ. હાલ તૂટી પડેલું અને પડતી દશામાંછે. સૈપ્રસ બેટ પહેલાં એશિઆઈ તુર્કસ્તાનને તાબે હતો પણ સુલતાને ઈ. સ. ૧૮૮૦ માં અંગ્રેજને સોંપ્યો.

## રોડ્સ.

રોડ્સ. રોડ્સ બેટનું મુખ્ય શહેર કોટથી મજબૂત કરેલું બંદરછે પ્રાચીનકાળમાં આખી દુનિઆમાં સુંદર શહેરોમાં રોડ્સ ગણાતું હતું.

## પૂર્વતાર્ત્તરી.

કાશગર. સૌથી મોટું શહેર યાકૂબબેગની રાજધાની છે. આસપાસના પ્રદેશના વેપારનું એ મથક છે.

યારકંડ. વેપાર સંબંધી મોટું શહેરછે.

ખોતાન. એ પણ વેપાર સારો ચલાવેછે.

યાંગી, હિશાર, ઉસ્તારફન અને કુનટરફન વગેરે શહેર છે. મુખ્ય ઉદ્યોગ ખેતી અને વેપાર. સૂતરાઉ, ઊનનાં અને રેશમીલૂગડાંનાં કારખાનાં છે. રસ્તા સારા છે અને રૂશિઆ તથા ચીન જોડે તેનો સંબંધ છે. આશરે દશ વર્ષ ઉપર આપ્રાંત ચીનથી સ્વતંત્ર થયો. કેળવણી ભાગ્યેજ મળેછે.

## પશ્ચિમતાર્ત્તતરી.

ખોકંડ. એ મુખ્ય શહેરછે તેને ફરતો ઊંચો કોટછે. ઘણી મસ્જીદ, ધર્મશાળા અને જૂની કબર જાણવા લાયકછે. કિનખાબ, રેશમી, સૂતરાઊ અને ઉનનાં લૂગડાંનાં કારખાનાં છે.

બોખારા. "વિદ્યાનો ભંડાર."—એશિઆખંડનાં અગત્યનાં શહેરોમાંનું એ એક છે. જારાફસાન નદીના મૂળ પાસે આસપાસ કોટ બાંધેલો અને વેપારનું મથકછે. મોટી ઈમારતો જેવી કે મસ્જીદ, પવિત્ર કબર, પૂતળાં અને વિદ્યાખાતાં છે. રેશમી અને સૂતરાઉ કાપડ, મોજાં, કાગળ અને

હથિઆર બનાવવાનાં કારખાનાં છે.

**ખીવા.** આમુદર્યા નદીની પાસે એક ગઢછે. મસીદો ઘણીછે. એક કોલેજ અને ગુલામ ખરીદ કરવાનું બજારછે. આત્રણ શહેર આજ નામના પ્રાંતોની રાજધાનીનાં શહેર છે. પરંતુ એમના ખાનોના હાથમાંતો નામનોજ અમલછે. હળવે હળવે રૂશિઆના લોકે સત્તા એમના હાથમાંથી ખેંચી લીધી. રૂશિઆ, ઈરાન, અફઘાનિસ્તાન, હિંદુસ્તાન અને ચીન સાથે મોટો વેપાર ચાલેછે.

## काकेसस पर्वतनी दक्षिणनो मूलक.

**તિફ્લિસ.** આ શહેરમાં ધાતુના ગુણવાળા ઊના પાણીના ઝરા હોવાથી આ નામ પાડ્યુંછે. કોટથી મજબૂત કરેલું આ પ્રાંતનું મુખ્ય શહેરછે. કૂર નદીના જમણા કાંઠાપર રૂશિઆ, ઈરાન, અને તુર્કસ્તાન વચ્ચેના વેપારનું મથકછે. અહીં રેશમ, શાલ અને શેત્રંજી બનેછે.

**પોટી.** કાળા સમુદ્રને કાંઠે આ મજબૂત અને અગત્યનું બંદરછે. પોટી અને ઓડેસા વચ્ચે આગબોટ ચાલેછે. ઈરાન અને કાકેશિઆના માલનું મોટી ખાનું પોટીમાંછે. નૌકાસેનાનું સ્થાન આબંદરમાંછે.

**બાકુ કે બાડકુ.** "પવનનો પર્વત"—કાસ્પિઅન સમુદ્રને કાંઠે કોટથી મજબૂત કરેલું ચઢીઆતુ બંદરછે અહીંથી નાફતા નામનું તેલ અને મીઠું પરદેશ ખાતે બહુ મોકલવામાં આવેછે. બાકુંથી દશ મૈલ "અલાશજા" કરીને અગ્નિ પૂજા કરનારાઓનું જાત્રાનું ઠેકાણુંછે.

**ડરબંડ, શૂશા અને એરીવાન.** રૂશિઆની સરહદ ઉપર આવેલાં મજબૂત અને અગત્યનાં શહેરછે

**આલેકજાંદ્રોપોળ, અકાલજીક.** એરીવાનમાં કારખાનાં છે. તુર્કસ્તાનની હદપર કોટબંધ શહેર છે.

શામાકા. એનો દારૂ વખણાય છે.
ગોરી. એનાં કારખાનાંમાં બહુ કામ ચાલેછે.

## एशिआइ रुशिआ.

ટોબોલસ્ક. પશ્ચિમ સૈબીરિઆનું મુખ્ય શહેર, ઇરિટિશ અને ટોબોલ નદીના સંગમ ઉપરછે. ટોબોલસ્ક જૂનું તથા કોટબંધ શહેરછે લશ્કરી ગવરનર અને મુખ્ય અધ્યક્ષત્યાં રહેછે. આસપાસના મૂલકના વેપારનું એ મથકછે. કોસાકના જે સરદાર સૈબીરિઆને ઈ.સ. ૧૫૮૦માં વશ કરી રૂશિઆના તાબા હેઠળ આણ્યો હતો તેની કબર આ શહેરમાંછે.

ટ્યુમેન. ટૂરાનદીને કાંઠે અને તોબોલસ્કની દક્ષિણે ૧૨૦ મલછે. વેપારમાં અગત્યનુંછે. સાબુ, ઊનનાં લૂગડાં, ચામડાં, જાડી શેત્રંજી, સાદડી અને ગાડી બનાવવાનાં કારખાનાંછે. ચીન, બોખારા અને કિરઝીજ પ્રાંત સાથે વેપાર ચાલેછે.

ઓમસ્ક. ઓમ નદીને કાંઠેછે ખરૂ જોતાં આ શહેર પશ્ચિમ સૈબીરિઆમાં મુખ્યછે અહીં લશ્કરની છાવણીછે.

ટોમસ્ક. ટોમ નદીને કાંઠેછે. ટોમ ઓબી નદીને એક મળનારી નદીછે. દીવાની કે સિવિલ ગવરનર અને આલ્તાઈ પર્વતની ખાણોનો સુપરીન્ટેન્ડેન્ટ ત્યાં રહેછે. રૂઆંવાળાં ચામડાં અને ઢોરનો વેપાર ચાલેછે.

બારનોલ. બારનોલ અને ઓબી નદીના સંગમ ઉપર એ શહેરછે. આલ્તાઈ પર્વતની ખાણોવાળા પ્રદેશનું મથકછે. રૂપું, ત્રાંબું અને સીસું ઓગાળવાની ૧૦૦ કરતાં વધારે ભઠ્ઠીઓછે.

યેનીસિસ્ક. યેનેસી નદી પરછે. રૂઆંવાળાં ચામડાં અને ચીનની પેદાશનો વેપાર ચાલેછે

ઈર્કુતસ્ક. અંગારા નદી ઉપર પૂર્વ સૈબીરિઆનું મુખ્ય

શહેરછે. મોટું અને કોટથી મજબૂત કરેલુંછે. ઊનનાં લૂગડાં, શણનું કાપડ, ચામડાં, કાચ અને સાબૂનાં કારખાનાંછે. એશિઆ ખંડની ઇશાન કોણના વેપારનું મથકછે. મુખ્ય નિકાશ-રૂશિઆઈ અને યૂરોપી માલ. આયાત માલ-રૂઆં-વાળાં ચામડાં, ચીન દેશની પેદાશ અને હાથીદાંત.

**કિઆકઠા.** ચીનની હદઉપર અને રૂશિઆ તથા ચીન વચ્ચેના વેપારમાં અગતનું શહેરછે. રૂશિઆના લોક રૂ-આંવાળાં ચામડાં, ઢોર અને જાડાં લૂગડાં આણી તેને બદલે ચા, રેશમ અને ઓસડ લઈ જાયછે.

**નરચિનસ્ક.** બેકલ સરોવરની પેલીમેર ટ્રાન્સબેકલના ખાણવાળા પ્રદેશનું મથકછે.

**યાકુટસ્ક.** પૂર્વ સૈબીરિઆનું વેપારનું એક મથકછે.

**અલબાસીન.** આમૂર નદીને કાંઠેછે.

**પેટ્રોપાલોવસ્કી.** કામસ્કાટકા દ્વીપકલ્પના કાંઠા ઉપર મજબૂત કિલ્લો છે.

## रुशिआइ तुर्कस्तान के तार्त्तरी.

**તાસ્કંદ.** (પથ્થરનું શહેર)-સીરદર્યાને મળનારી બોસુ નદીને કાંઠેછે. ઉત્તરમાં આવેલા દેશ અને બોખારા વચ્ચેના વે-પારનું મથકછે. વેપાર સંબંધી એ ઘણું અગતનુંછે. ઈ.સ. ૧૮૬૫માં રૂશિઆએ ખોકંડના ખાન પાસેથી કબજે કર્યું.

**સમરકંદ.** બોખારે જવાના રસ્તાપર કારાદર્યા નદીની પાસેછે. શહેરની આસપાસ માટીની જાડી ભીંત બાંધેલીછે આ કોટને છ મોટા દરવાજાછે. ઘરો માટીનાં બાંધેલાં, એટલે તેથી શહેરનો દેખાવ સારો કે શોભાયમાન નથી. બ-જાર મોટું અને વેપાર સારો ચાલેછે.

**ખોજંદ.** સીરદર્યા નદીને કાંઠે તાસ્કંદની દક્ષિણે અને બોખારે જવાના માર્ગપર આવેલુંછે. ને વેપારનું મથકછે.

આ શહેર રૂશિઆએ ઈ.સ. ૧૮૬૬માં જીતી લીધું.

## जापान.

**યદો.** નિફ્રાન બેટના પૂર્વકાંઠાપર અને યદો અખાતને કિનારે મુખ્ય શહેરછે. શહેર મોટું અને ઘર ઘણું કરીને લાકડાંનાં બાંધેલાંછે. મોટી મોટી શેરીઓમાં નહેર ખોદેલી છે, અને નહેરને કિનારે ઝાડો રોપેલાં છે; તથા નહેરોનો હોડીથી સંબંધ રાખ્યો છે. મહેલ મોટો અને સુંદર છે તેમજ લાઈબ્રેરી, શ્રીમંત લોકોની ઈમારતો તથા બીજી ઘણી સાર્વજનિક ઈમારતો છે.

**મીઆકો.** એ ધર્મ સંબંધી રાજધાનીનું શહેર નિફ્રાન બેટમાં છે. તેને જાપાનની સ્વર્ગ ભૂમિ કહેછે. મુકાદો કે પૂજ્ય ઘણું કરીને અહીંઆં રહે છે. એ વિદ્યા તથા હુનરનું પણ મથકછે. ઘણાંક દેવળોને બીજી બાંધણીઓ પરિમાણ અને સુંદરતાને માટે પ્રખ્યાત છે. સૌથી વિખ્યાત દેવળ "ફ્રોકોસી"નું છે, અને તેમાં બુધનું પૂતળું છે. મિકાડોનો મહેલ સર્વથી મોટો છે, કારીગરીનાં કારખાનાં ઘણાં છે અને વિદ્યા સંબંધી ઈમારતો પણ ઘણી છે.

**ઓસાકા.** ઓસાકા અખાતને કાંઠે મીઆકોનું બંદર છે, કારીગરી અને વેપારમાં ઓસાકા અગત્યનું છે.

**યોકોહામા.** યદો અખાતના પશ્ચિમ કાંઠા ઉપર અંગ્રેજી નૌકાસૈન્યનું સ્થળ છે.

**સાકાઈ અને હાયોગો.** ઓસાકા અખાતના કાંઠાપર બીજાં બંદર છે.

**માટસ્મૈ** યસ્સો બેટનું મુખ્ય શહેર છે.

**હોકોદાદી.** ક્યૂસ્યુ બેટના કાંઠાપર બંદર છે.

**નાગાસાકી.** નિફ્રાન બેટની દક્ષિણે એક બેટપર મોટું બંદરછે. અને એ પરદેશના વેપારનું મથક છે.

**કાગોસીમા.** એજ નામના અખાતને કાંઠે છે. ૪. સન ૧૮૬૪ માં બ્રિટિશ ફોજે આ શહેરનો નાશ કર્યો.

ખેતીના કામમાં જાપાની લોક બહુ હોશિયાર છે, વળી હથિયાર, ચિનાઈ વાસણ, લખોટેલાં કામ, દૂરબીન, તથા રેશમી અને સૂતરાઉ કાપડનાં કારખાનાં ચઢતી દશામાંછે. વેપાર ખોહોળો ચાલેછે.

**મુખ્યનિકાસ**— ચા, રેશમ, ત્રાંબું, મીણ, શણ, રંગેલા કાગળ, તમાકુ, અને કપૂર.

**આવકમાલ**—સૂતરાઉ અને ઉનનાં લૂગડાં, કાચ, મૂંનદાણા, ખાંડ, તેજાના, સીસું, કલાઈ અને લોઢાનું કામ.

**ચીનાઇ રાજ્ય.**

**પેકીન.** (ઉત્તરનું દરબાર) ચીનદેશની રાજધાનીનું શહેર, પીહો નદી સાથે નહેરથી જોડેલું છે. પેકીન બે શહેર મળીને થએલું છે. બેઉ શહેર કોટથી વિંટાયલાં છે. તેનો ઘેરાવો ૨૫ મૈલ છે, એમાં ઉત્તર તરફ આવેલા શહેરને "અંદરનું શહેર, કે તાતાર શહેર" કહેછે અને દક્ષિણ તરફ આવેલા શહેરને "ચીનાઈ શહેર કે વેપારી શહેર" કહેછે, તાતાર શહેરમાં એકનીઅંદર એક એમ ત્રણ જુદા ભાગછે. સૌથી અંદર આવેલા ભાગમાં મહારાજાનો મહેલ છે, બીજા ભાગમાં સાર્વજનિક ઈમારતો છે; અને ત્રીજા ભાગમાં વેપારી લોકનાં, દરબારનાં ને અમીરોનાં ઘરછે. આ શહેરમાં છાપવાનાં, કાચ રંગવાનાં અને મૂર્તિ બનાવવાનાં કારખાનાં છે.

**કંતાન.** "( ચીની ભાષામાં સાંગચિંગ એટલે પૂર્ણતા પામેલું શહેર કહે છે )" પહેલાં ફક્ત આ બંદરમાંજ અંગ્રેજોને આવવાની છૂટ હતી; પરંતુ સન ૧૮૪૨, ૧૮૪૮, અને ૧૮૬૯, આ ત્રણ સાલોમાં

અંગ્રેજ અને ચીનાઓ વચ્ચે જે કોલકરાર થયા તેથી હાલ ચીનના ૨૧ બંદરોમાં અંગ્રેજનાં વહાણો આવજા કરી શકે છે. આ ૨૧ બંદરને "કોલકરાર બંદર" કહે છે. કુંતાન બંદર કુંતાન નદીના ડાબા કાંઠા ઉપર અને તેના મુખથી ૭૦ મૈલ ઉપર છે એ શહેર માટીની ભીંતથી મજબૂત કરેલું છે. શહેરની અંદર ઠેકાણે ઠેકાણે નહેરો ખોદેલી છે. અને તેમના ઉપર પુલો છે. કુંતાનની ઘણીખરી વસ્તી જાતજાતનાં વહાણ બાંધી નદીમાં રહે છે. એમાં લોઢાનાં, પીતળનાં, લાકડાનાં અને પથ્થરનાં તરેહતરેહનાં કારખાનાં છે.

**મુખ્ય નિકાશ**—ચા, રેશમ, કેસર, અને ચીનાઈ વાસણ.

સન ૧૮૫૮-૧૮૬૨ સુધીમાં આ બંદર અંગ્રેજસરકારના હાથમાં હતું.

**ટિન્સિન.** પેકીનનું બંદર. પીહો નદીના મૂખથી ૪૫ મૈલ દૂર છે, એ "કોલકરાર બંદરમાંનું" એક છે. બરફને લીધે વરસના ત્રણ મહિના સુધી બંદર બંધ રહે છે. અહીંઆં મીઠાની વખારો છે, અને તે જણસનો મોટો વેપાર ચાલે છે.

**હાંકો.** યાંગસી ક્યાંગ અને હાંક્યાંગ નદીના સંગમ ઉપર છે. એ દેશના મધ્ય ભાગમાં આવેલું છે અને ચાના વેપારનું મથક છે.

**ફૂચો** ચીન નદીને કાંઠે છે. કાળી ચાના પ્રદેશની પાસે વસેલું છે. એની થડમાં સીસાની વિશાળ ખાણો છે. સૂતરાઉ કાપડ, આસમાની રંગનાં લૂગડાં, અને ચીનાઈ વાસણનાં મોટાં કારખાનાં છે.

**મુખ્ય નિકાસ**—ચા, ઈમારતી લાકડું, વાંસ, કાગળ, નારંગીનાં ફળ, ઇત્યાદિ.

**આયાત માલ**—યુરોપીયન સામાન.

**નિંગ્પો.** નિંગ્પો કે ટાક્યા નદીના મૂખથી ૧૨ મૈલ દૂર છે. આ, લાકડાં, કોલસા, અને રેશમી કાપડનો મોટો વેપાર ચાલે છે.

**શાંગહાય.** "કોલકરાર બંદરો" માંનું મુખ્ય છે. વૌંગ્પુ નદીના કાંઠાપર વસેલું છે. હુન્નરમાં એ અગત્યનું શેહેરછે. શાંગહાયનો મલમલ, રેશમી કાપડ, હાથનાં બનાવેલાં ફૂલ, સોનેરી તથા રૂપેરી કામ અને હાથી દાંતનાં કામ વખણાય છે. એ શેહેરની આબાદી થવાનું અને ઘણું અગત્યનું થવાનું કારણ એ છે કે એ શેહેર ઉત્તર ચીન અને યાંગ્સેક્યાંગ નદીના પ્રદેશના વેપારને વાસ્તે અનુકુળ જગ્યાએ વસેલું છે. ચીન અને જાપાનનાં બંદરો વચ્ચે હમેશા આગબોટ ચાલે છે, અને મહિનામાં બે વખત હિંદુસ્તાન અને યુરોપખંડની સ્ટીમરો (આગબોટો) આવજા કરે છે.

**નાનકિન.** (દક્ષિણનું દરબાર) જૂની રાજધાનીનું શેહેર; યાંગ્સીક્યાંગ નદીના જમણા કાંઠા ઉપર છે. ૧૩મા સૈકામાં પેકીન શેહેરમાં રાજ્યાસન કર્યું. ત્યારપછી નાનકિન હળવે હળવે તૂટી પડ્યું, અને હાલ તો ખંડેરજ નજરે આવે છે. એની વસ્તી જે પહેલાં ૪૦,૦૦,૦૦૦ માણસની હતી તે ઘટીને હાલ ૫૦૦૦૦૦ ની થઇછે અને વેપારપણ બંધ પડ્યો છે.

**આમોય કે હેમન.** એ શેહેર ફોર્મોસાબેટની સામે આમોય બેટનું મુખ્ય શેહેર છે. ફોર્મોસા અને ચીનનાં બંદરો વચ્ચે બોહોળો વેપાર ચાલે છે. ચીનાઈ વાસણ, કાગળ, અને ઘાસનાં લૂગડાં બનાવવાનાં કારખાનાં છે, ૧૦૦ વરસ ઉપર યુરોપ સાથેના વેપારનું મથક હતું; અને સન ૧૮૪૧માં અંગ્રેજોએ જ્યારે પોતાને કબજે કર્યું, ત્યારે તેમના લશ્કરની છાવણી અહીંઆં હતી.

ચિન્‌ક્યાંગ. એ યાંગ્સેક્યાંગ નદીને જમણે કાંઠે છે અને સમુદ્ર તથા નાનકિન શહેરની વચ્ચોવચ્ચ આવેલું છે. પહેલાં તો આ શહેર કોટથી મજબૂત કરેલું હતું, પણ ટેપીંગોના બળવામાં એનો નાશ થઈ તૂટી પડ્યું. સન ૧૮૪૨માં એ શહેર અંગ્રેજોએ વશ કર્યું હતું. પણ હાલ ત્યાગ કરી દીધેલું જણાય છે.

મકાઉ. કૅંતાન નદીના મૂખ આગળ એક નાનો બેટ પોર્ટુગીઝલોકના તાબામાં છે. તેઓએ ઇ.સ. ૧૮૫૬માં વશ કર્યું હતું. બંદર નાનું છે અને વેપાર ઝાઝો ચાલતો નથી.

સ્વાટો. સમુદ્ર કિનારે, પરદેશ સાથે વેપાર ચલાવનારૂં આ શહેર છે. મુખ્ય નિકાસ—ડાંગર, ખાંડ, તમાકુ, કાગળ ઇત્યાદિ. આયાતમાલ—અફીણ અને સૂતરાઉ માલ.

સૂચૌ. શાંગહાયની પશ્ચિમે છે, ચીનદેશનાં આબાદ અને મોટાં શહેરમાંનું એક છે. એની આસપાસનો પ્રદેશ ફળવંત અને રસાળ છે, માટે ચીના લોક એને "આનંદ ભૂવન" કહે છે. એ શહેર રેશમી લૂગડાં, છાપખાનાં, અને પુસ્તકના વેપારને માટે પ્રખ્યાત છે. એ શહેરે સન ૧૮૫૭ માં ટેપીંગના બળવા વખતે બહુ દુઃખ વેઠ્યું હતું. સન ૧૮૬૩ માં અંગ્રેજના હાથમાં ગયું.

ટસીનાન. એ રેશમના વણાટને માટે નામાંકિત છે, અને જૂની રાજગાદીનું સ્થળ હોવાથી જાણવા લાયક છે.

ચાંગ્ચૌ. એમાં રેશમનાં લૂગડાંનાં કારખાનાં છે.

હાંગ્ચૌ. એ વેપારમાં અગત્યનું છે.

ચિંગટુ. એ ખાણોવાળા પ્રદેશનું મથક છે.

સિંગ્નાન. ચીનદેશનાં મોટાં શહેરોમાંનું એક છે.

છાંગશા. ફળદ્રુપ પ્રદેશમાં હોવાથી "ચીનની વાડી" કહેવાય છે.

નાનછાંગ. એ ચીનાઈ વાસણને માટે પ્રખ્યાત છે.

મંકડેન. પેકિનના ઇશાનખૂણામાં છે. ચીન વશ કર્યું તે પહેલાં મંડચૂ વંશના રાજાઓની રાજધાનીનું શહેર હતું.

કિંગ-ટી-ચીંગ. આખી દુનિઆમાં ચીનાઈ વાસણનાં સર્વથી મોટાં કારખાનાં આ શહેરમાં હોવાથી પ્રખ્યાત છે.

## हॉंग्कॉंग् बेट.

વિક્ટોરિઆ. હૉંગ્કૉંગ્ ( ખુશબોદાર વહેળો ) બેટનું મુખ્ય શેહેર તથા બંદર છે. કુંતાન નદીના મૂખ આગળ અને મકાઉથી ૪૦ મૈલ પૂર્વ તરફ છે.

સ્ટાનૂલી હૉંગ્કૉંગ્ને દક્ષિણ કાંઠે સુંદર બંદર છે.

આ બેટ ઈ. સ. ૧૮૪૧ માં અંગ્રેજ સરકારે તાબે કર્યો.

## हेनान बेट.

કિનૂચૌ. ઉત્તર કાંઠાપર મુખ્ય શહેર છે.

કયુંગ્ચૌ. નૈરૃત્ય ખૂણામાં બંદર છે. બેટની મુખ્ય પેદાશ— અબનુસ, સીસમ સૂખડનાં ઝાડ, ડાંગર, ખાંડ, મીઠું અને મીણ.

## फॉर्मोसा बेट.

ફૂચૂ. એ બેટનું મુખ્ય શહેર છે. એ શહેર રોગી તથા ભેજવાળી જગ્યામાં છે.

ટૈવાન. બ્રિટિશ વેપારનું મુખ્ય બંદરછે.

બેટની મુખ્ય પેદાશ— ડાંગર, ચા, ખાંડ, કપૂર, ગળી અને કોયલા.

## कोरिआ द्वीपकल्प.

કાયુંગ કે કિંગકિટૌ. એ દ્વીપકલ્પની વચમાં આવેલું છે. કોરિઆ સ્વતંત્ર રાજ્યછે, લોકો બૌધધર્મીછે ને કેળવણી સારા પાયાપરછે. મુખ્ય ઉદ્યોગ ખેતી છે.

## માંચૂર્યા.

ફિરીનૂલા. સંગારી નદીને કાંઠે છે.

ટસી-ટસી-હાર. નૈરૃત્ય ખૂણામાં મુખ્ય શહેર છે. એ સિવાય બીજાં અગત્યનાં શહેર નથી. મુખ્ય ઉદ્યોગ ખેતી અને હોડી બાંધવાનો છે.

## માંગોલિઆ.

ઉર્ગા. ઉત્તરસરહદ ઉપર વસેલું છે, તે લામાની રાજધાની છે.

કોબ્ડો. પશ્ચિમ સરહદ ઉપર છે.

ઉલ્યાસૂટાય. કોબડોની પૂર્વે છે. આ ત્રણ ફકત જાણવા લાયક શહેર છે.

મુખ્યનિકાસ— ઊંટ, ઘોડા, બળદ અને ઘેટાં.

આયાતમાલ—ચા, દારૂ, તમાકુ, સૂતરાઉ માલ ઈત્યાદિ.

## ટિબેટ.

આ દેશના બે ભાગ કરેલા છે. પૂર્વ ટિબેટ અને પશ્ચિમ ટિબેટ.

લાસ્સા. પૂર્વ ટિબેટનું મુખ્ય શહેર છે. બૌધ ધર્મનો મુખ્ય લામા આ શહેરમાં રહે છે.

ટેસુલુંબુ. પશ્ચિમ ટિબેટનું મુખ્ય શહેર. બીજા લામાનું સ્થળ. અહિંથી ઘોડા, ખચ્ચર, અને બીજાં જનાવરોની ઉપર માલ લાદી પરદેશખાતે મોકલવામાં આવે છે.

મુખ્ય પેદાશ-ઓક, અરગાલી, સોનું, રત્ન અને ટંકણખાર.

વસ્તીમાં માંગોલીઅનની સંખ્યા વધારે છે.

## હિંદી ચીનના દેશ.

### (૧) બ્રહ્મદેશ.

માંડૂલેજ. ઈરાવતીનદીને ડાબે કાંઠે, રાજધાનીનું શહેર છે.

અમરપુર અને આવા } ઈરાવતી નદીને કાંઠે જૂની રાજધાનીનાં શહેરો છે.

**આમો.** ચીન સાથેના વેપારનું મથક છે. મુખ્ય ઉદ્યોગ–રેશમી અને સૂતરાઉ કાપડનાં કારખાનાં, માટીનાં વાસણ, કાગળ, ઘરેણાં અને લખોટેલાં કામ. મુખ્ય નિકાસ—રૂ, પીછાં, હાથીદાંત, પક્ષીનામાળા, શીંગડાં અને જાત જાતના ગુંદર. આયાત માલ.–રેશમી કાપડ, ચીનાઈ વાસણ, શેતરંજી, ધાતુ, અને વસાણાં.

## (૨) સિયામ.

**બાંકોક.** મૈનામ નદીના મૂખ આગળ તેના ડાબા કાંઠા ઉપર છે. વેનિસ (ઇટાલીમાં) શહેરની પેઠે બાંકોકમાં શેરીઓને બદલે નહેરો છે અને ઘોડાગાડીને બદલે હોડીઓ તથા હલેસાં મારનાર છે. એશિયાખંડના વેપારના મોટા શહેરોની ગણતરીમાં આ શહેર છે, લોકનાં ઘર કિનારા સાથે મજબૂત કરેલાં પાણીમાં તરે એવાં લાકડાનાં બાંધેલાં છે.

**પાકનામ.** મૈનામના મૂખ આગળ મજબૂત કિલ્લો છે.

**આયુત્યા.** બાંકોકની ઉત્તરે જૂની રાજધાની હાલ પડતી દશામાં છે.

**કોરાત.** ટોક્રોન નદીના કાંઠાપર વેપારનું મથક છે.

ખેતી આ મુલકમાં સારી નથી, પણ લોઢાનાં અને કલાઇનાં કામ, તથા હોડી બાંધવાનાં અને લૂગડાં વણવાનાં કારખાનાં છે. બ્રહ્મદેશ, ચીન, સિંગાપોર, અને જાવાબેટ સાથે ઓહોળો વેપાર ચાલે છે. મુખ્ય નિકાશ.—ડાંગર, ખાંડ, મરી, તમાકુ, રૂ, હાથીદાંત, ચામડાં, અને મુલ્યવાન લાકડાં. આયાત માલ,—રેશમી અને સૂતરાઉ કાપડ, ચા, સૂકો મેવો, ચીનાઈ વાસણ અને કાગળ.

## (૩) અનામ કે શુદ્ધ કોચીન ચીન.

**હૂવે.** હૂવ નદીના કાંઠાપર તેના મૂખથી ૧૦ મૈલ દુર છે.

આ શહેર ફ્રેંચ ઇન્જીનીયરે બાંધેલું છે, માટે એની બાંધણી અને દેખાવ યુરોપિયન શહેર જેવો માલમ પડે છે.

**કેશો.** ઉત્તરમાં ટોન્કિન પ્રાંતનું મુખ્ય શહેર સોંગકા નદીના કાંઠાપર છે. વેપાર સારો ચાલે છે. ખેતીનું કામ બાઇડીઓ કરે છે. વહાણ બાંધવાનાં, રેશમી અને સુતરાઉ કાપડ વણવાનાં અને લખોટેલાં વાસણ બનાવવાનાં કારખાનાં છે.

## (૪) ફ્રેંચ કોચીન ચીન.

**સાઇગોન.** મુખ્ય શહેર, કોટથી મજબૂત કરેલું અને અગત્યનું બંદર છે. વસ્તીમાં ચીનના લોકની સંખ્યા મોટી છે.

**મેથો.** બીજું મોટું શહેર છે.

**વિનલોંગ બથાક અને હાતીન** જાણવા લાયકછે. હાતીન બંદર છે.

ઇ.સ. ૧૮૫૯ સુધી આ ભાગ અનામના રાજાના તાબા હેઠળ હતો, પરંતુ તે વર્ષે ખ્રિસ્તી થએલા લોકનું રક્ષણ કરવાનું બહાનું કાઢીને ફ્રેંચ લોકોએ સાઇગોન બંદર કબજે કર્યું, અને સંસ્થાન સ્થાપ્યું. તે વખતથી કેંબોડીઆ નદીના મુખ આગળનો દેશ તેઓએ વશ કરી લીધો.

## (૫) કેંબોડિઆ.

**પુડોંગ.** ટેલસાપ નદીના કાંઠા ઉપર નામનુંજ રાજધાનીનું શહેર છે.

**નોમપેંગ.** એ ખરી રાજધાની. ટેલસાબ તથા મીખોંગ નદીના સંગમ ઉપર અગત્યનું શહેર છે.

**કામપોટ.** એ નાનું બંદર છે.

કામબોડીઆ પ્રાચીન કાળમાં મોટું અને બળવાન રાજ્ય હતું, પરંતુ સિયામ અને અનામના હુમલા પછી એનું બળ ક્ષય પામ્યું. સિયામના રાજાએ પ્રાંત વશ કર્યો પણ ઇ. સ.

૧૮૬૩ માં ફ્રેંચ લોકે સિયામ જોડે કરાર કબૂલ કર્યો કે જેથી કંબોડીઆના બાકી રહેલા ભાગ સ્વતંત્ર થાય.

દેવળો, મહેલ, પૂલ, તળાવ, ઈત્યાદિનાં ખંડેર અસલ પામેલી મોટાઈ સાબિત કરે છે.

**સિંગાપૂર.** સિંગાપૂર બેટનું મુખ્ય શહેર, બેટના કિનારા ઉપર આવેલું અગત્યનું બંદર છે. પહેલાં સિંગાપૂર બેટ સુમાત્રામાંના બેનકૂલનના તાબામાં હતો, પણ ઇ.સ.૧૮૧૯માં સર સ્ટામફોર્ડ રાફ્લસે કબજે કર્યો. ઇ.સ. ૧૮૨૩માં બંગાળા પ્રાંતમાં આ બેટ ગણાતો હતો. ઇ.સ.૧૮૬૭માં સિંગાપૂર અને મલાકા સેક્રેટરી ઓફ સ્ટેઈટસે પોતાના તાબામાં લીધા.

**પિનાંગ. કે પ્રિન્સ ઓફ વેલ્સ.** મલાયા દ્વીપકલ્પના પશ્ચિમે ૨૦ મૈલ લાંબો અને ૯ મૈલ પહોળો એક નાનો બેટ છે. પહાડી પણ રસાળ અને હવા તંદુરસ્ત અને આરોગ્ય છે.

મુખ્ય પેદાશ—ડાંગર, નાળિએર, બૂનદાણા, ખાંડ, તેજાના, તમાકુ અને ગળી.

**જાર્જટૌન.** વેલસ્લી પ્રાંતનું મુખ્ય શહેર પિનાંગ બેટપર આવેલુંછે. પિનાંગ સંસ્થાન મલાયા દ્વીપકલ્પની પાસે અંગ્રેજનું પહેલું લીધેલું સંસ્થાનછે. ખીડાના રાજાએ ઇ.સ.૧૭૯૮ માં વાર્ષિક ભાડા માટે આપ્યો હતો. પિનાંગના સામેના કાંઠા ઉપર દરિઆમાં ચોરી થતી હતી માટે એજ રાજા પાસેથી ઈ. સ. ૧૭૯૮ માં વેલસ્લી પ્રાંત કબજે કર્યો.

**મલાકા.** મલાયા દ્વીપકલ્પના પશ્ચિમ કાંઠાપર મલાકા પ્રાંતનું મુખ્ય શહેર છે. મલાકા નદીના બેઉ કિનારાપર વસેલું તેના મૂખ આગળછે. પોર્ટુગીઝ લોકોએ આ પ્રાંત. ઇ.સ.૧૫૧૧ માં તાબે કર્યો હતો અને તેમના હાથમાં.ઇ.સ.૧૬૪૧સુધી રહ્યો હતો. વલંદા લોકોએ તેમની પાસેથી લઈ ઇ.સ.૧૬૪૧–૧૭૯૫ સુધી રાખ્યો. એમની પાસેથી અંગ્રેજોએ લીધો પણ ઇ.સ.

૧૮૧૮ માં પાછો આપ્યા. ઇ. સ. ૧૮૨૩ માં અંગ્રેજ સરકારે સુમાત્રા બેટનું બેનકૂલન વલંદાને આપી તેને બદલે મલાકા ફરી લીધો.

### सिलोन के लंकाबेट (सिंहलद्वीप).

**કોલંબો.** પશ્ચિમ કાંઠા પર મુખ્ય શહેરછે. બંદર નાનું પણ અગત્યનુંછે. ૧૦૦૦૦૦ માણસની વસ્તીછે.

**કાંડી.** જૂની રાજધાની અને હજુ પણ મધ્ય ભાગમાં સૌથી મોટું શહેરછે. કાંડીથી કોલંબો સુધી રેલવે બાંધિલીછે.

**પોઇન્ટ-ડી-ગાલ-** નૈરૃત્યકાંઠાપર બંદરછે. યુરોપખંડની ટપાલની આગબોટ ત્યાં આવજા કરેછે.

**કાલપેટિન અને કાલટુરા.** } પશ્ચિમ કાંઠાપર બંદર છે.

**જાફનાપટ્ટણ.** સિલોનના વાયવ્ય ખૂણામાં એક નાના બેટમાં બંદર છે.

**ત્રિકોમાલી.** પૂર્વ કાંઠાપર બંદર છે.

**નુવારા-ઇલ્યા.** એ ઊંચો ટેકરીછે. યુરોપીયન લોકોને હવા ખાવાની જગ્યા છે. હવા સારી અને તંદુરસ્ત છે. નુવારા ઇલ્યા સમુદ્રની સપાટીથી ૬૦૦૦ ફીટ ઊંચો છે. સિલોન બેટ અંગ્રેજના તાબામાંછે. તેનો રાજકારભાર ભરતખંડથી જૂદોછે. સન ૧૫૦૫ માં પોર્ટુગીઝે પશ્ચિમ કાંઠાપર સંસ્થાન સ્થાપ્યું, પણ વલંદા લોકોએ તેમને ૧૭ મી સદીમાં કાઢી મૂક્યા. ઇ. સ. ૧૭૯૫માં અંગ્રેજે વલંદાઓને તાબે થવાની જરૂર પાડી. અને એ ભાગ મદ્રાસ ઇલાકામાં ઉમેર્યો, પરંતુ ઇ. સ. ૧૮૦૧ માં સંસ્થાન જૂદું ગણવામાં આવ્યું. ઇ. સ. ૧૮૧૫ માં આખો બેટ વશ કર્યો. એના આકાર તથા એની સુંદરતાને લીધે સિલોન "પૂર્વ સમુદ્રનું રત્ન" કહેવાયછે. મુલક પહાડી અને રસાળછે. મુખ્ય ઉદ્યોગ ખેતી છે. કાંઠાપરના

લોક માછલી પકડવામાં રોકાય છે. મનારના અખાતમાં મોતી બહુ મળે છે.

## रामेश्वर बेट.

પાકની સામુદ્રધુનીમાં એક બેટ પર છે, ત્યાં એક જાણવા લાયક દેવસ્થાન છે; જેને જોવા વાસ્તે દરવર્ષે આશરે ૩૦૦૦૦ જાત્રાળુ જાય છે.

**પોમ્બેન.** મુખ્ય શહેર અને બંદર છે.

## मालद्वीप समुह.

આશરે ૫૦૦૦૦ બેટનો સમુહ ભરતખંડના નૈરૂત્યખુણામાં છે. તેમાંના મોટાબેટ ઝાડીવાળા અને ફળદ્રુપ છે. ખાવા જોગ મૂળીઆં અને મેવા ઘણા થાય છે, મુખ્ય ઉદ્યોગ–મરઘી તથા બતક ઉછેરવાનો અને માછલી પકડવાનો છે. ત્યાં આરબ લોકની વસ્તી છે. સુલતાન અંગ્રેજ સરકારનો તાબેદાર છે અને તેને ખંડણી આપે છે.

## लक्षद्वीप समुह.

આશરે ૧૦૦૦૦૦ બેટ હોવાથી એનું નામ લક્ષદ્વીપ પડયું છે એ મલબારકાંઠાથી ૧૫૦ મૈલ પશ્ચિમ તરફ છે. માલદ્વીપના જેવા આ બેટ પણ પરવાળાના છે. વસ્તી માપલા જાતની છે. ધર્મ મુસલમાની છે.

મુખ્ય પેદાશ—નાળિએર, સોપારી અને કેળાં. બેટ અગત્યના નથી અને લોક નિર્ધન છે.

## सालसेट कोलाबा.

મુંબઈની પાસે બે નાના બેટ છે.

**થાણા.** સાલ્સેટનું મુખ્ય શેહેર. સાલ્સેટના થોડાં ગામ પોર્તુગીઝને તાબે છે.

# भरतखंड.

કલકત્તા. (કાળી=દેવી અને કતા=મંદીર કે દેવળ) મૂળથી અહીંઆં એકજ દેવળ હતુ તે ઉપરથી કલકત્તા નામ પડ્યું ઈ. સ.૧૬૯૦માં અંગ્રેજોએ અહીં કારખાનું સ્થાપ્યું.ઈ.સ.૧૭૫૬ મા મુર્શીદાબાદના નવાબે ૧૪૬ અંગ્રેજને એક નાની ઓરડીમાં ઘાલ્યા જેમાંના બીજે દહાડે ફક્ત ૨૩ જીવતા નીકળ્યા. આ શહેર બ્રિટિશ ઈંડિયાની રાજધાની છે.ગવરનરજનરલ અહિ રહેછે. ગંગાનદીના મૂળથી હુગલી નદીના ડાબાકાંઠાપર ૧૦ મૈલને છેટે છે; અને "ઇસ્ટ ઈંડિયન" તથા "ઈસ્ટ બંગાળા" રેલવેનું મથકછે. હિંદુ, મુસલમાન, યુરોપિયન, ચીના, યાહુદી આરમીન્યન અને ઇરાનીની વસ્તી છે. યુરોપિયનના બગલા શહેરની દક્ષિણ તરફ છે. દેશી લોક ઘણું કરીને ઉત્તર તરફના ભાગમાં રહે છે.

સાર્વજનિક ઇમારતો.—ફોર્ટ વિલિઅમ, એ હિંદુસ્તાનમાં સૌથી મજબૂત કિલ્લોછે; ગવર્નમેંટહાઉસ, ટંકશાળ, ટાઉનહાલ અંગ્રેજોનાં દેવલ, મસ્જીદ, દેવસ્થાન, કાલેજો અને બીજી વિદ્યા સંબંધી ઇમારતો છે. મુખ્ય ઉદ્યોગ—લોઢાનાં, સૂતર કાંતવાનાં, ખાંડ સાફ કરવાનાં, અને વહાણ બાંધવાનાં કારખાનાં છે. મુખ્ય નિકાશ—અફીણ, ગળી, કાચુ રેશમ, ખાંડ, અને સૂતરાઉ કાપડ. આયાત માલ—રેશમી સૂતરાઉ અને ઉનનાં લૂગડાં, દારૂ અને છરી, કાતર વગેરે ખરા લોઢાનો સામાન.

લખનૌ. અયોધ્યા પ્રાંતનું મુખ્ય શહેર છે. કલકત્તાથી ૬૪૦ માઇલ વાયવ્ય તરફ છે. ગોમતી નદીને ડાબે કાંઠે અને અયોધ્યા તથા રોહીલખંડની રેલવે ઉપર છે. બહારથી એનો દેખાવ શોભાયમાન અને ડોળદારછે. પણ અંદર

ભીડવાળા વાડા છે. હિંદુ, યુરોપિયન અને મુસલમાનની વ-સ્તી છે. સૌથી જાણવાલાયક બાંધણી અસોફ-ઉદ-દૌલ્લાની કબર છે; જે મુસલમાન શિલ્પ શાસ્ત્રનો સુંદર દાખલો છે. નદીના રસ્તાથી તથા રેલવેથી બોહોળો વેપાર ચાલે છે. ઇ.સ.૧૮૫૭ના બળવામાં અહીં સખત લડાઈ ચાલી હતી, બળવાખોરોએ ૩૦૦ અંગ્રેજોને ૮૭ દહાડાસુધી ઘેર્યા હતા. ઘેરાયલાની મદદે સરહેનરી હેવલોક સાહેબ આવ્યો, તેણે બળવાખોરોને હરાવ્યા.

**બનારસ.** (વરાનશી કે કાશી-શોભીતું, કીર્તિમાન) હિંદુ-ઓનું પવિત્ર ધામ છે. વાયવ્યપ્રાંતના શહેરોમાં એની વસ્તી વધારે છે. એ શહેર કલકત્તાથી વાયવ્યકોણ ભણી ૪૨૧ મૈલ દૂર છે. હિંદુસ્તાનના સર્વ ભાગમાંથી, બ્રહ્મદેશ, અને ટિબેટમાંથી જાત્રાળુલોકો અહીં જાત્રા કરવા આવે છે. વ-સ્તીમાં હિંદુઓની સંખ્યા વધારે છે. શેરી સાંકડી અને ખીચોખીચ પણ હવા આરોગ્ય છે.. હીરા, મીઠું, ગળી, અફીણ અને યુરોપિયન માલનો મોટો વેપાર ચાલે છે. શાલ, મલમલ, રેશમી, સૂતરાઉ અને ઝીણા ઉનનાં વણા-ટનાં કારખાનાં છે. બનારસની સંસ્કૃત કોલેજ ભરત-ખંડમાં સૌથી અગત્યની છે. હિંદુવિદ્યાનું મથક અહીં છે

**પટના.** ગંગાનદીના જમણા કાંઠાપર અને કલકત્તાથી ૩૭૦ મૈલ દૂર છે. અહીં અંગ્રેજે પોતાનું પહેલું કારખાનું સ્થાપ્યું. પરંતુ ઇ.સ. ૧૮૬૩ માં કબજામાં લીધું. ઘર ઝુંપડી જેવાં અને બે ડોળ બાંધેલાં છે, અને ફકત એક શેરી મોટી છે. મુસલમાનની વસ્તી વધારે છે. અફીણ, ચોખા, ગળી, સૂરોખાર, ઘઉં અને ખાંડનો વેપાર ચાલે છે.

**દિલ્હી.** મુસલમાનના અમલનીચેની જુની રાજધાનીનું શહેર છે. પંજાબના શહેરોમાં આ શહેરની વસ્તીની સંખ્યા

વધારે છે. તે રજપૂતાના રેલવેપર આવેલું છે. તેની ત્રણ બાજુએ કોટછે. આ કોટને ૧૧ દરવાજાછે. મસ્જીદ, દેવળ, મેહેલ, અને અસલની મોટાઇનાં ખંડેર દૃષ્ટિએ પડેછે. શેહેરનો ઘેરાવો સાત મૈલ છે. શાહજહાને બાંધ્યું માટે એને "શાહજહાનાબાદ" પણ કહે છે. યુરોપખંડમાં રોમ શહેરનાં ખંડેર કીર્તિ પામ્યાં તેમજ ભરતખંડમાં દિલ્લીનાં ખંડેર વખણાયાં છે.

**આગ્રા.** મુસલમાનની રાજધાની અહીં ૧૫૦૪થી ૧૬૦૭ સુધી હતી. ૧૮૫૭ સુધી વાયવ્યપ્રાંતમાં આ મુખ્ય શેહેર હતું જમના નદીનાં જમણા કાંઠા પર અને "ઇસ્ટ ઇંડિયન રેલવેની એક શાખાપર છે. કલકત્તાથી ૭૮૩ મૈલ દૂર છે. એમાં સુંદર મસ્જીદ અને કબરો ઘણીછે. "તાજ મહાલ" સૌથી શોભિતો અને કીર્ત્તિ પામેલો આરસપહાણના પથ્થરનો બાંધેલો છે. શહાજહાંએ આ કબર પોતાની બેગમ "મમતાજ માહાલ" ને વાસ્તે બાંધી. તાજમહાલ બાંધવાને ૨૨ વરસસુધી ૨૦૦૦૦ માણસ કામે લાગ્યાં હતાં. શહાજહાંની કબર પણ એમાંજ છે. બીજી સુંદર બાંધણી- "મોતી મસ્જીદ" ની છે, જે આખી દુનિઆમાં પ્રખ્યાત છે. આગ્રાનું જે પરૂં જેને "સિકંદ્રા" કહે છે તેમાં અકબરપાદશાહની કબર છે. પશ્ચિમ હિંદુસ્તાન તથા ઇરાનની પૂર્વે આવેલા મૂલક સાથે આગ્રા મોટો વેપાર ચલાવે છે. મુખ્ય નિકાસ—કાચું રેશમ, ગળી અને ખાંડ. આયાત માલ— શાલ, ઘોડા, ઊંટ, મેવો, વસાણું અને સિંધવ.

**અમૃતસર** (અ=નહિ, મૃત=મરણ, સર=સરોવર) પંજાબના વેપારનું મથક છે. શિખધર્મ અને વિદ્યાનું એ પ્રખ્યાત મથક અને જાત્રાનું ઠેકાણું છે. "પંજાબ અને દિલ્લી" ની રેલવે ઉપર અને રાવી તથા બીઆસ નદીના

વચ્ચે છે. શિખલોકના ધર્મના ચોથા ગુરૂ **રામદાસનું** કરેલું ટાંકુ નદીમાં એક નાના બેટપર છે. જેનું પાણી પીધાથી શીખલોક ધારે છે કે પીનારને મરણ આવેજ નહિ. આજ બેટપરના દેવળની મૂર્ત્તિ સોનું અને મૂલ્યવાન ઘરેણાંથી શણગારેલી છે. દેવળમાં એમના ગુરૂ શિષ્યોની પૂજા અને ભેટ લેવા હમેશ બેસે છે. શિખ=શિષ્ય. નાનકે ૪૦૦ વરસ ઉપર નવો પંથ પળાવ્યો. જે કાંઈ બાબતમાં મુસલમાની અને કાંઈ બાબતમાં હિંદુ ધર્મને મળતો આવે છે. ૧૭ મા સૈકામાં મુસલમાનની ક્રૂરતાને લીધે શસ્ત્ર વાપરવાં એ ધર્મનો ધારો ઠર્યો. માંચેસ્ટરના માલના વેપારને વાસ્તે અમૃતસર પંજાબનું મથક છે. કિમતી શાલ તથા રેશમી અને ઊનનાં લુગડાંનાં કારખાનાં છે. પ્રોટેસ્ટંટ ધર્મ માનનાર લોકનું મિશન સ્ટેશન પંજાબમાં અમૃતસરમાં પહેલવહેલું સ્થાપ્યું હતું.

**કાનપૂર.** ગંગા નદીના જમણા કાંઠાપર અને "ઇસ્ટ ઇંડિયન" તથા "આઉદ અને રોહિલખંડ" રેલવેના સંગમ ઉપર છે. કલકત્તાથી ૬૨૮ માઇલ વાયવ્ય તરફ છે. એ વેપારમાં અગત્યનું છે. ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં કાનપૂરના અંગ્રેજ લોકની **નાનાસાહેબે** કરેલી ઘાતકી હત્યાને લીધે શહેર નામજાદુ થઈ ગયું.

**અલ્લાહાબાદ.** (અલ્લા-પરમેશ્વરનો વાસ કે સ્તાન) ઇ. સ. ૧૮૬૨થી વાયવ્ય પ્રાંતનું મુખ્ય શહેર ઠર્યું છે. હિંદુઓનાં જાત્રાનાં ઠેકાણાંમાં એ અતિ પવિત્ર ગણાય છે. ગંગા, જમના અને સરસ્વતિ (જેનો પ્રવાહ ૧૨ મૈલ સુધી જમીનની નીચે ચાલે છે એમ કહેવાય છે) ના સંગમ ઉપર છે. દરવર્ષે આશરે ૨૦૦૦૦૦ જાત્રાળુઓ અહીં આવે છે. બંગાળા, મધ્યહિંદુસ્તાન, અને મુંબઇની રેલવેના જંક્શન કે સંગમ ઉપર

એ શહેર આવેલું છે. કલકત્તાથી ૪૯૮ મૈલ દૂર છે. આં-ધણીમાં એનો કિલ્લો સૌથી પંકાએલો છે. જેના કોટપરથી એઉ નદીનો વેહવાર દેખાય છે. અકબરના બાંધેલા માની-તા મહેલનાં ખંડેરો જોવામાં આવે છે. મૂલકી અને પર-દેશી વેપારના કામમાં આ શહેર દિનપરદિન ચઢતું જાયછે.

**બરેલી.** રોહિલખંડનું મુખ્ય શહેર કલકત્તાથી ૭૦૦માઇલ દૂર છે. તેમાં હિંદુ અને મુસલમાનની વસ્તી છે. બંગાળા ઇ-લાકાના મુખ્ય શહેરોમાં આ છઠું ગણાય છે. ઘણી મસ્જીદ અને વિદ્યા સંબંધી ખાતાંને માટે બરેલી નામાંકિત છે. વેપાર સારો ચાલે છે.

**લાહોર.** એ પંજાબનું મુખ્ય શહેર છે, અને કોટથી મજબુત કરેલું છે. તે રાવીનદીની એક નાના શાખાપર બાંધેલુંછે; અને "પંજાબ તથા દિલ્લી" રેલવેપર છે. હિંદુ, મુસલમાન, અને શિ-ખની વસ્તી છે.ઘણી સુંદર મસ્જીદ,દેવળો, તથા મુસલમાનોની અસલની મોટાઇની નિશાનીઓ નજરે પડે છે. જેમકે જહાં-ગીરની કબર, શાહજહાંની વાડી ઇત્યાદિ. મહમદ પેગંબરના જોડા તથા લાકડી જે તૈમુરે આણ્યાં હતાં તે બહુ સંભા-ળ સાથે કિલ્લામાં રાખ્યાં છે. શિખલોકને ઈ. સ. ૧૮૪૯માં અંગ્રેજોએ હરાવ્યા ત્યારથી લાહોર એમના કબજામાં છે.

**હરીદ્વાર.** (હરીના દરવાજા) ગંગાનદી હિમાલય પર્વત-માંથી ઊતરી નીચી જમીન ઉપર થઈ વહેવા લાગે છે તે ઠેકાણે હરીદ્વાર વસેલું છે.

**ઔદ કે અયોધ્યા.** એજ નામના પ્રાંતની જુની રાજ-ધાનીનું શહેર હતું પણ હાલ ખંડેર થઈ ગએલું છે, તેથી અગત્યનું નથી.

**મથુરાં.** જમના નદીને કાંઠે છે. કૃષ્ણની જન્મ ભૂમિનું સ્થળ છે. એની થડમાંના દેવળનાં ખંડેર પ્રખ્યાત છે.

**વંદરાવન** કે **બિંદ્રાબન.** મથુરાંથી ૮ મૈલ દક્ષિણમાં છે. કૃષ્ણની વાત સંબંધી આ ગામ જાણીતું છે.

**ફૈજાબાદ.** એલખનોરથી ઉતરતું શહેર છે. એમાં સૂતરાઉ કાપડ અને લોઢાના કામનાં કારખાનાં છે.

**જગન્નાથપુરી.** પૂર્વ કાંઠાપર મહાનદીના મૂખ આગળ જાત્રાનું ઠેકાણું છે. પ્રખ્યાત જગન્નાથજીનું દેવળ અહીં છે.

**ગયા.** બહાર પ્રાંતમાં ગંગા નદીની એક શાખા ઉપર છે. એમાં બ્રાહ્મણોનીજ વસ્તી છે.

ઉપર લખેલાં સાત શહેરો બંગાળા ઇલાકામાં પવિત્ર ધામ ગણાય છે.

**મુલતાન.** ચિનાબ નદીને કાંઠે છે. સૂતર, ઉન અને રેશમનાં લૂગડાનાં કારખાનાં છે.

**જાલંધર.** શિખ લોકનું એક શહેર છે. અહીનાં રેશમી અને ઉનનાં લૂગડાં વખણાય છે.

**મિરજાપૂર.** એ વેપારને માટે પ્રખ્યાત છે.

**કાશ્મીર** કે **શ્રીનગર.** એ કાશ્મીર દેશની રાજધાની છે. અહીં ઊંચી જાતની શાલો બને છે. કાશ્મીર પ્રાંતનું ગુલાબનું અતર વખણાય છે.

**પેશાવર.** પંજાબની પશ્ચિમ સરહદ ઉપર છે. એ કાબૂલ નદીથી ઘણે દૂર નથી.

**મુર્શીદાબાદ.** રેશમી કાપડ, હાથીદાંતનાં રમકડાં અને રૂપાને માટે પ્રખ્યાત છે.

**ઢાક્કા.** એનું મલમલ આખી દુનિઆમાં વિખ્યાત છે.

**ફરૂકાબાદ.** એ હિંદુસ્તાનના વેપારનું એક મથક છે.

**લુદીઆના.** એ મોટું શહેર છે. એમાં વેપાર સારો ચાલે છે.

**લેહ.** કાશ્મીરના લાડક પ્રાંતનું મુખ્ય શહેર છે, ને વેપારનું એક મથક છે.

**પ્લાસી.** કલકત્તાની ઉત્તરે ૧૬ માઇલ છેટે છે. અહીં ક્લાઇવે ઇ. સ. ૧૭૫૭ માં અંગ્રેજોની આબરૂ સંભાળીને હિંદુસ્તાનમાં એમની મોટાઈ સ્થાપન કરી.

**પાણીપત.** એ પ્રખ્યાત રણભૂમિછે ઈ.સ. પૂર્વે ૫૦૦૦ ઇ. સ. ૧૫૨૬, ૧૫૫૬ અને ૧૭૬૧ માં અહીં લડાઇઓ થઈ હતી.

**મીરત.** ઇ. સ. ૧૮૫૭ નો બળવો અહિં શરૂ થયો હતો.

**મુડકી.** અહીં આગળ ઇ. સ. ૧૮૪૫ માં અંગ્રેજ અને શિખની વચ્ચે લઢાઈ થઈ હતી. તેમાં શિખ હાર્યા.

**ફિરોઝાબાદ.** એમાં ઇ. સ. ૧૮૪૫ માં અંગ્રેજ અને શીખની વચ્ચે લડાઈ થઈ તેમાં શીખ હાર્યા.

**અલિવાલ.**<br>**સોબ્રેઓન.** } શીખ અને અંગ્રેજ વચ્ચે લડાઈ થઈ તેમાં સરહેનરી સ્મિથે શિખલોકને હરાવ્યા.

**ચિલ્યનવલા.** લોર્ડગફની તથા શેરસિંહની વચ્ચે લડાઈ થઈ. અંગ્રેજને નામનોજ જય મળ્યો. ઇ. સ. ૧૮૪૯.

**ગુજરાત.** ઇ.સ. ૧૮૪૯ માં લોર્ડગફ અને શીખની વચ્ચે લડાઈ થઈ તેમાં શીખ હાર્યા.

**ચિતાગાંગ.** એ બંદરછે. આસપાસના મૂલકમાં સાગનાં અને બીજાં ઝાડ બહુ ઉગે છે. હોડી બાંધવામાં અને સુતારના કામમાં ચિતાગાંગના લોક હોશીઆર છે.

**કટક.** ઓઢીઆ પ્રાંતનું મુખ્ય શેહેર છે. પૂર્વ કાંઠાપર મહા તથા ગંજુરી નદીના સંગમ ઉપર બંદરછે.

**મતલા.** બંગાળા ઉપસાગરના કાંઠાપર બંદર છે.

## રજપૂતાનાનાં મુખ્ય શહેર.

**ઉદેપૂર ઉર્ફે મેવાડ.** મેવાડના મહારાજાની રાજધાનીનું

શહેર છે. આ રાજા હિંદુસ્તાનમાં સૌથી જૂના વંશનો છે. અને સૂર્યવંશી કહેવાય છે.

**મારવાડ કે જોધપૂર.** અહીંનાં પ્રાણી જેવાંકે ઊંટ અને ઘેટાં વખણાય છે. મારવાડના બળદ મેળો ભરાય ત્યારે ઊંચી કીંમતે વેચાય છે. લોક વેપારીકામમાં ઘણા હુશીઆર છે. તેઓ મુંબાઈમાં ઘણો પૈસો કમાઈ સ્વદેશ લઈ જાય છે. આરસપહાણના પથરા પણ થાયછે.

**જયપૂર.** એમાં મૂલ્યવાન ખાણોછે. જેમાંથી સોનું, રૂપું, રત્ન, અને ત્રાંબું નીકળે છે.

**બીકાનેર.** એ રણમાં આવેલું છે. ઊંટ અને ઘેટાં વખાણાયછે. બીકાનેરનાં ઊંટ ભરતખંડમાં સૌથી જલદી દોડીશકે એવાં છે. ઘેટાં વેચવા સારૂ મુંબાઈ મોકલેછે.

**જેસલમીર.** એની જમીન રસાળ છે.

**શિરોહી.** એમાં તરવારનાં પાનાં સરસ બને છે આપ્રાંતમાંઆબુપર્વત આવ્યો એ અરવલીનુંસૌથી ઊંચું શિખરછે. આબુપર પોલિટિકલ એજંટ રહેછે. એ હિંદુઓનું જાત્રાનું ઠેકાણું છે.

**ભરતપૂર.** રજપૂતાનાનાં બધાં સંસ્થાન કરતાં એની જમીન વધારે રસાળ છે.

**અજમેર.** એ અંગ્રેજના તાબામાંછે. એની ઉત્તરે સાંભર સરોવર છે જેનું મીઠું વખાણાય છે. હાલ અજમેર દિલ્લી વચ્ચે ઉત્તરમાં અને અમદાવાદ સાથે દક્ષિણે રેલવે બાંધેલી છે.

**નસીરાબાદ.** એમાં અંગ્રેજની છાવણી છે.

## मध्य हिंद एजन्सी.

**ગ્વાલ્યર.** ઇ.સ.૧૮૦૪ થી સિંધીઆની રાજધાનીનું એ

શહેર છે. તેને કોટથી મજબૂત કરેલું છે. એની પાસે એક નવું શહેર વસ્યું છે. ગવાલ્યરેથી થોડે દૂર મેરારમાં અંગ્રેજની છાવણી છે.

ભોપાળ. એ બેગમની રાજધાનીનું શહેર છે.

ઇંદોર. એ હોલ્કરની રાજધાની છે.

મ્હો. ઇંદોરથી ૧૨ મૈલ દક્ષિણમાં અંગ્રેજની છાવણી છે.

ઉજ્જન. એનું પ્રાચીન નામ "અવંતિ કે વિસાલા" છે. એ માળવાની જૂની રાજધાની હતી. માળવાના ઘઉં, તમાકુ અને અફીણ વખણાય છે.

નીમચ. એમાં અંગ્રેજની છાવણી છે.

પન્ના. હીરા અને મૂલ્યવાન ધાતુને વાસ્તે પ્રખ્યાત છે.

## મધ્ય પ્રાંત.

નાગપૂર. એ મુખ્ય શહેર છે. એની પાસે સિતાબાલ્ડીનો ડુંગરી કિલ્લો છે. નાગપૂરમાં કિનખાબ બહુજ સરસ બને છે. મુંબાઈથી નાગપૂર સુધી રેલવે છે.

કાંપતી. અંગ્રેજની છાવણી અહીં છે. તે નાગપૂરથી ૧૨ મૈલ છે.

સાગર. એ ઉત્તરમાં વાયવ્યપ્રાંતની દક્ષિણે આવેલું છે.

જબલપૂર. એમાં તંબુ સારા બને છે. આખા ભરતખંડમાં આ તંબુ વાપરવામાં આવે છે. ઘઉં પણ વખણાય છે.

રાયપૂર. છતીસગઢ પ્રાંતનું મુખ્ય શહેર છે.

ચંદા. જૂના ગોંડ રાજ્યનું મુખ્ય શહેર હતું. તેની આસપાસ કોયલા તથા લોઢાની ઉપયોગી ખાણો છે.

આશીરગઢ. એ ડુંગરી કિલ્લો છે. અંગ્રેજની એમાં છાવણી છે.

બરાનપૂર. પ્રખ્યાત થએલું મુસલમાનનું શહેર છે.

ભંડારા. એમાં કિનખાબ અતિ સરસ બને છે.

સંભલપૂર. એ હીરાને માટે પ્રખ્યાત છે.

## હૈદાબાદ અને વરાડ.

હૈદ્રાબાદ. એ નિજામની રાજધાનીનું શહેર છે. કૃષ્ણાને મળનારી મૂસી નદીના કાંઠાપર વસેલું છે.

ગોવલકોંડા. હૈદ્રાબાદની પાસે ગોવલકોંડાના રાજ્યની જૂની રાજધાનીનું શહેર હાલ ખંડેર થઈ ગયું છે.

ઈલોરા. કોતરેલી ગુફાને માટે વિખ્યાત છે.

ઔરંગાબાદ. ઇલોરાની દક્ષિણે છે.

દોલતાબાદ. એનું જૂનું નામ દેવગઢ હતું. મહમદ તઘલખે અહીં રાજધાની કરવાનો મનસુબો કર્યો હતો.

જાલને. એમાં પહેલાં રેશમી લૂગડાંનાં કારખાનાં હતાં.

બેદર. એ મંજીરા નદીના કાંઠાપર છે. સોના રૂપાના કામને માટે પ્રખ્યાત છે.

વરંગુળ. એ હૈદ્રાબાદની પૂર્વે તેલંગણની રાજધાની હતી.

ખાંગામ. એ રૂના વેપારનું એક મથક છે.

ઉમરાવતી. એમાં ખાંગામ જેવો રૂનો વેપાર સારો જણાયછે. સોનાનાં ઘરેણાં અહીં સારાં બને છે.

ઈલિચપૂર, કારીંગા, અકોલા અને શેગામ. } બાકી રહેલાં શહેર છે.

## મ્હેસૂર અને કૂર્ગ.

મ્હેસૂર. એ રાજધાનીનું શહેરછે. રાજા ઉમ્મર લાયક થયાથી તે સુધરેલી રીતે રાજ ચલાવે છે. ઘણાં તળાવ અને ખંડેર થએલાં દેવળો છે.

શ્રીરંગપટ્ટણ. મ્હેસૂરથી ૧૨ મૈલ દૂર છે. કાવેરી નદીના એક બેટ ઉપર બાંધેલુંછે. હૈદર તથા ટીપુનું એ મુખ્ય શહેર હતું.

બેંગલુર. મ્હેસૂરપ્રાંતમાં સૌથી વધારે વસ્તીવાળું શહેરછે.

શહેરની બાંધણી સારી છે. વસ્તી ઘણુંકરીને હિંદુઓની છે. હવા તંદુરસ્ત અને આરોગ્ય છે. ત્યાં અંગ્રેજની છાવણી છે. રેશમી અને સૂતરાઉ કાપડ પણ બને છે.

**મરકારા.** એ કૂર્ગ સંસ્થાનનું મુખ્ય શહેર છે. આ પ્રાંત ઈ. સ. ૧૮૩૪ માં અંગ્રેજના હાથમાં આવ્યો.

## मद्रास ईलाको.

**મદ્રાસ.** કારોમાંડલ કાંઠાપર વસેલું છે. તેનું બંદર અનુકૂળ નથી અને તોફાનમાં વહાણો સહી સલામત રહી શકે નહિ એવું છે તોપણ દક્ષિણ હિંદુસ્તાનમાં વેપારનું મથક થઈ ગયુંછે. શહેરના બે મુખ્ય ભાગ છે. એક "ફોર્ટસેન્ટજ્યોર્જ" જે ઈ. સ. ૧૬૩૯ માં અંગ્રેજે બાંધ્યો તે, અને બીજો "પઠા" જ્યાં દેશી લોક વસે છે.

**ત્રિચિનાપલ્લી.** કાવેરી નદીના કાંઠાપર અને "સાઉથ ઇંડિયન રેલવેનું" મુખ્ય સ્ટેશન છે મદ્રાસથી નૈઋત્યખૂણ તરફ એ ૧૯૦ મૈલ છે. લોઢાનાંકામ, છરી, કાતર, ઘરેણાં, ચામડાનાંકામ અને બીડીઓને માટે ત્રિચિનાપલ્લી પ્રખ્યાતછે. તે એક જૂના રાજની રાજધાની હતી. એનાથી ૧½ મૈલઉપર "શ્રીરંગહામ" નામનો બેટછે. આ બેટપર બેમોટાં દેવળો છે. એક "શ્રીરંગહામનું" (પવિત્ર વિષ્ણું) અને બીજું "તમબુકશ-વાઇ" (ગુલાબી જાંબુના ઈશ્વર) નુંછે. પહેલામાં સાત આંગણાંછે અને કહેછે કે ભરતખંડમાં એ સૌથી મોટું દેવસ્થાન છે. બીજામાં ફક્ત ત્રણ આંગણાં પણ તે બહુજ શોભિતાંછે, અને તામિલ દેવળોનો સારો અને સુંદર દાખલો છે.

**કાંજેવરમ.** એ જૂના રાજની રાજધાનીનું શહેર છે.

**આર્કોટ.** મદ્રાસથી ૬૫ મૈલ ને પલાર નદીના જમણા

કાંઠાપર કર્ણાટકની જૂની રાજધાની આર્કાટ છે. હવા ગરમ છે. અહીં ક્લાઈવે ઇ.સ.૧૭૫૧માં પ્રખ્યાત ફતેહ મેળવી.

**વેલોર.** રેલવે સ્ટેશન મદ્રાસથી ૭૯ મૈલ છે. પહેલાં હિંદુસ્તાનમાં સૌથી મજબૂત અને જબરા કિલ્લામાંનો આ એક ગણાતો હતો. મુખ્ય બાંધણી કિલ્લો અને કૃષ્ણનું મંદીર છે.

**મધૂરા.** "વ્યાગા" નામની નદીના જમણા કાંઠાપર મદ્રાસથી ૨૧૫ મૈલ નૈરૃત્યમાં છે. દેવસ્થાનોને માટે આશહેર વખાણાય છે સૌથી પ્રખ્યાત અને જાણવા લાયક દેવળ "મિનાકશી" નું છે; જે ૨૦ એકર જમીનપર બાંધેલું છે. અને "ચૌલ્ત્રી,, કે "મંડપમ,, એ ભરતખંડની શોભિતી ઇમારતોનો એક સુંદર દાખલો છે. કિરમજી રંગનું કાપડ જેને "મદરા" કહે છે, તે મધૂરામાં પહેલ વહેલું બન્યું. એમાં પીતળનાં કારખાનાં છે. મધૂરા ટીપુસુલતાન પાસેથી ઈ. સ. ૧૭૯૨માં લીધું.

**કર્નુલ.** તુંગભદ્રા અને કૃષ્ણા નદીના સંગમ ઉપર છે. ત્યાં સાગનાં ઝાડ બહુ ઉગે છે. ઈ. સ. ૧૮૩૮માં કર્નુલના નવાબ પાસેથી અંગ્રેજોએ કબજે કર્યું.

**બલ્લારી.** એમાં રૂ બહુ થાય છે. આ શહેર અને કડાપા નિજામે ઈ. સ. ૧૮૦૦માં અંગ્રેજને આપ્યાં.

**ગંજામ.** પૂર્વકાંઠાપર ચિલકા સરોવરની દક્ષિણે બંદર છે.

| | |
|---|---|
| **નેગાપટ્ટણ.** | પૂર્વકાંઠાપર મોટાં બંદર છે. |
| **વિશાગાપટ્ટણ.** | |
| **કોરિંગા.** | |
| **ત્રાંકવીબાર.** | |
| **તુતુકૂરિન.** | |
| **કોકણદ.** | |

**મછલીપટ્ટણ.** કૃષ્ણા નદીના એક મુખ આગળ બંદર છે. અહીં જાત જાતની છીંટ બને છે.

**રાજમંદ્રી.** ગોદાવરીના મૂખ આગળ છે.

આ એ શહેર ઉત્તરસિરકાર્સ પ્રાંતમાં મુખ્ય છે. આ પ્રાંત હૈદ્રાબાદના નિજામે અંગ્રેજને ઇ. સ. ૧૭૬૬ માં આપ્યો.

**ચિકાકોલ.** એમાં ઊંચી જાતનો મલમલ બને છે.

**રામનાદ.** એમાં દેશી લોકના પહેરવાના કામમાં આવે એવું જાડું લૂગડું બને છે.

**નેલોર.** પન્નેરે નદીને કાંઠેછે. અહીના બળદ વખાણાય છે. દક્ષિણમાં આ બળદને ગાડીમાં જોડે છે.

**સેલમ.** ટીપુસુલતાન પાસેથી અંગ્રેજોએ ૧૭૯૨માં લીધું. હિંદુસ્તાનમાં ખરા લોઢાના કામનું મથક છે. રૂ પણ મળે છે.

**કોઈમ્બટૂર.** ઇ. સ. ૧૭૯૯ માં ટીપુ મૂઆ પછી અંગ્રેજના તાબામાં આવ્યું. અહીંથી રૂ, તમાકુ, ઈમારતી લાકડું અને હાથીદાંત પરદેશ મોકલવામાં આવે છે.

**તિનિવલ્લી.** એનાં ઝાડ બહુ ઊંચાં અને મોટાંછે જંગલોમાં હાથીનાં ટોળાં છે.

**મલબાર.** એ પ્રાંતછે. ટિપુસુલતાન પાસેથી ઇ.સ. ૧૭૯૯ માં અંગ્રેજોએ લીધો. એ ભરતખંડના પશ્ચિમ કાંઠાપર છે. મલબારનાં સાગનાં ઝાડ હિંદમાં સૌથી સરસ ગણાય છે. ઘાટપર અબનસ, સીસમ અને દેવદારનાં ઝાડ બહુ ઉગે છે. જમીન રસાળ છે. ચોખા, બૂનદાણા, મરી અને એલચી થાય છે.

**ત્રિવંદ્રમ.** ત્રાવણકોર સંસ્થાનનું મુખ્યશહેરછે. એ સંસ્થાન પહાડી અને તેમાં નદીઓ ઘણી છે. પહાડના ઢાળ ઝાડથી ઢંકાઈ ગએલા છે. આ જંગલમાં હાથી,વાઘ,ચિત્તા,રીંછ અને બધી જાતના સાપ થાયછે. એની નદીઓમાં મગરછે. આ સંસ્થાન આબાદ અને ચઢીઆતું છે. મહારાજા અંગ્રેજી

કળવણી મેળવી બધી વાતો ભણેલા અને હોશીઆર છે. તથા મોટા મનનો અને લોકના સુખની કાળજી રાખે એવો છે. ભરતખંડમાં સારા બંદોબસ્તના સંસ્થાનમાં આ ગણાય છે. નીચી જમીન અતિ રસાળ છે. ચોખા, સાગુ ચોખા અને મકાઇનો પાક થાય છે. નાળીએર, સોપારી, તમાકુ અને જાયફળ પુષ્કળ મળેછે.

**કોચિન.** ત્રાવણકોરની ઉત્તરે એક નાનું સંસ્થાનછે. હિંદુરાજાના તાબા હેઠળ છે. એના પહાડપર દેવદાર, સાગ, ફણસ અને બીજી જાતનું ઇમારતી લાકડું ઉગે છે.

મુખ્ય પેદાશ—રૂ,બુનદાણા,ખાંડ,મરી અને એલચીનીછે.

**કાનાનૂર અને ટેલીચેરી.** પશ્ચિમ કાંઠાપર બંદર છે.

**મેંગલૂર.** પશ્ચિમ કિનારાપર બંદર છે. સૂતરાઉ લૂગડાં બહુ સરસ બને છે. વણાટનાં કારખાનાં પ્રખ્યાત છે. અહીનાં કેળાં પણ વખાણાયછે.

**તાંજોર કે તંજાવર.** મદ્રાસથી ૧૮૦ મૈલ કાવેરી નદીનાં કાંઠાપર આવેલું શહેર છે. એમાં બે કિલ્લા છે. એક મોટો કિલ્લો જ્યાં રાજાનો મહેલ છે, અને બીજો તે કરતાં નાનો છે, જેમાં એક અતિસુંદર પિરામિડ બાંધેલું દેવળ છે. રેશમી તથા સૂતરાઉ કાપડ અને મલમલના વણાટને માટે પ્રખ્યાત છે.

## मुंबइ इलाको.

**મુંબાઈ.** મુખ્ય શહેર અને ભરતખંડમાં સૌથી મોટું બંદર છે. કંતાન બાદ કરતાં વેપારમાં એશિઆખંડમાં સૌથી પ્રખ્યાત ગણાય છે. એ મુંબાઇ નામના બેટ ઉપર વસેલું છે. બંદર મોટું તથા અનુકુળ અને દેખાવ સુંદર છે. બધા દેશ સાથે બોહોળો વેપાર ચાલે છે.

મુખ્ય નિકાસ— રૂ, અફીણ, ઇમારતી લાકડું, રેશમ,

હાથીદાંત, તેજાના, બૂનદાણા અને ઉન. આયાત માલ-સૂતર (તાંતણા), સૂતરાઉ તથા ઉનનાં લૂગડાં, લોઢું, ત્રાંબું ઈત્યાદિ. મુખ્ય હુન્નર—વહાણ બાંધવાનો અને જડાવ કામ. હાલ કાંતવાના અને વણવાના ઘણા સંચા છે. જેમાં હજારો માણસને રોજગાર મળેછે. દારૂ પણ બનેછે. પોર્તુગીઝના રાજાએ આ બેટ ઈંગ્લાંડના બીજા ચાર્લસ રાજાને ઈ.સ. ૧૬૬૧માં કન્યાદાનમાં આપ્યો હતો. "મુંબાઈ" શબ્દના મૂળ વિષે કોઈ ગ્રંથકર્ત્તા એમ કહેછે કે "માંબા" દેવીનું દેવળ ત્યાં હતું. બીજા લોક એવું કહે છે કે "બોં" સારૂં અને "બે" કે "બાહિઆ" એટલે બંદર સામટો અર્થ સારૂં બંદર. "બોં" અને "બાહિઆ" એ પોર્તુગીઝ શબ્દો છે. પરંતુ પોર્તુગીઝ આ દેશમાં આવ્યા તે પહેલા "માંબે" નામ હતું એમ જાણવામાં આવેછે.

**જેકબાબાદ.** એ સિંધની ઉપલી સરહદના મૂલકનું મુખ્ય શહેર છે.

**શિકારપૂર.** એજ નામના જીલ્લાનું મુખ્ય શહેર વેપારને માટે પ્રખ્યાત છે.

**સક્કર.** એ સિંધુ નદીના કાંઠાપર બોલનઘાટ સાથેના વેપારનું મથક છે.

**લારખાના અને રોરી.** એ જાણવા લાયક શહેર છે. શિકારપુર જીલ્લામાં જાડું લૂગડું, હાથીદાંતનાં રમકડાં અને માટીનાં વાસણ બને છે.

**હૈદ્રાબાદ.** એ હૈદ્રાબાદ જીલ્લાનું મુખ્ય શહેર સિંધુનદીના કાંઠાપર છે. સિંધની પ્રખ્યાત શેત્રંજી, સૂતરાઉ અને રેશમી કાપડ, માટીનાં વાસણ અને ચામડાના કામનું મથક છે.

**કરાંચી.** મુંબાઈ ઈલાકાનું પાંચમું મોટું શહેર સિંધુનદીના એક કાંટાપરછે. સિંધ અને પંજાબનું એ મુખ્ય બંદરછે.

તોફાનમાં પણ એનું બારૂં શાંત રહેછે. તેમાં વહાણો સહીસલામત રહી શકેછે. મુખ્યનિકાસ—સૂતરાઉ કાપડ, માટીનાં વાસણ અને શેત્રંજી, થાયછે. વળી ઘઉં અને જેમાંથીતેલ નીકળે તેવા પદાર્થ ઈંગ્લાંડ મોકલવામાં આવેછે.

કોટ્રી અને ઠઠ્ઠા. એ અગત્યનાં ઠેકાણાં છે.

ઉમરકોટ. એ થરપારકરનું મુખ્ય શહેરછે. એમાં કામળી, શેત્રંજી અને ચામડાના કામનાં કારખાનાં છે.

ખૈરપૂર. એ મીરઅલી મુરાદનું મુખ્ય શહેર છે.

## कच्छ.

ભૂજ. એ રાજધાનીનું શહેર રાવ શ્રી ખેંગારજીએ સંવત ૧૬૦૫માં બાંધ્યું હતું.

માંડવી. એ મુખ્ય બંદર, મુંબાઈ, જંગબાર ઇત્યાદિની સાથે મોટો વેપાર ચલાવેછે. માંડવીમાં દીવા દાંડીછે.

મુંદ્રા, લખપત. }
જખૌ, ટૂણા. } એ જાણવા લાયક બંદરછે.

કચ્છમાં સૂતરાઉ અને રેશમી લૂગડાં બનેછે. ભૂજનું કસબી કામ વખણાય છે.

અમદાવાદ. અસલની વખતે હિંદુસ્તાનમાં મોટાં શહેરોમાં એ ગણાતું. તે સાબરમતી નદીના ડાબા કાંઠાપરછે. હિંદુ, પારસી, મુસલમાન અને કેટલાક અંગ્રેજની વસ્તીછે. મોટી અને જોવા લાયક ઈમારતોમાં જુમામસ્જીદ, શાહઆલમનો રોજો, શાહીબાગ, શેઠ હઠીસિંગની વાડી અને દેવળ, કાંકરીઉં તળાવ, અને નગીના વાડીછે. રેશમના વણાટનાં કારખાનાં, કસબનું કામ, અને બીજી કારીગરીનું મથક છે. મુંબાઈ બાદ કરતાં અમદાવાદ સૌથી મોટું શહેરછે. સુતર કાંતવાના અને કાપડ બનાવવાના રેંટીઆ ચાર ઉપરાંતછે. અને સાબુ તથા કાગળ પણ હાલ બનેછે.

ખેડા. એ ખેડા જીલ્લાનું મુખ્ય શહેર છે.

નડિઆદ. તેમાં સૂતરનો ચરખો અને હાઇસ્કૂલછે.

ગોધ્રા. પંચમહાલમાં એ મોટું શહેરછે. આણંદથી ત્યાં સુધી રેલવે ગએલીછે.

દાહોદ. એ પણ જાણવાલાયક છે.

ભરૂચ. એ નર્મદા નદીને કાંઠે મોટું શહેરછે. એમાં એ સ્ટીમ જીનિંગ ફાક્ટરીછે. તેનો વેપાર સારો ચાલેછે. ભરૂચ આગળ નર્મદાની આડે એક મજબૂત અને સુંદર પૂલછે.

સૂરત. તાપી નદીને કાંઠે અને મુંબાઈથી ૧૫૦ મૈલ ઉત્તરમાંછે. મૂગલોના અમલમાં આ શહેરમાં અંગ્રેજોએ એમની પહેલી લાતી બાંધી હતી. ૧૮મા સૈકામાં એ હિંદુસ્તાનનું સૌથી મોટું શહેર હતું. હાલ મુંબાઈ ઈલાકામાં ત્રીજું શહેર ગણાયછે. હિંદુ, પારસી, મુસલમાન અને યૂરોપીયનની વસ્તીછે ત્યાં બોહોળો વેપાર ચાલેછે.

વઢવાણ. એ ઝાલાવાડનું મુખ્ય શહેરછે.

ભાવનગર. એ ગોહલવાડમાંછે. આ સૈકામાં આ સંસ્થાન ઊંચે દરજે ચઢ્યુંછે.

જૂનાગઢ. એ સોરઠમાં છે. અહીંનો નવાબ ઈ.સ.૧૭૩૫ માં મુસલમાન વંશજે આ રાજ્ય સ્થાપ્યું, તેના કુળનોછે. થડમાં ગિરનાર કાઠિઆવાડમાં સૌથી ઊંચો પર્વતછે.

જાફરાબાદ. એ કાઠિઆવાડની દક્ષિણે જંજીરાના સીદી સુલતાનના તાબામાં છે.

રાજકોટ. એ હાલારનું મુખ્ય શહેર છે. અહીં રાજકુમાર કોલેજ છે.

નવાનગર એ ઉત્તરકાંઠાની પાસે છે. નવાનગરના નવાબ જેને "જામ" કહેછે તે ઝાડેજા રજપૂતોમાં શ્રેષ્ટ છે.

મોરબી. એ ઠાકોરના તાબા હેઠળછે. ઠાકોરનો મહેલ,

બહુ સુંદર અને શોભીતોછે.

**સોમનાથ.** } એ જાત્રાનાં ઠેકાણાં છે.
**દ્વારકાં.**

**સાદ્રા.** એ સાબરમતી નદીના કાંઠાપર મહીકાંઠા એજ-ન્સીનું મુખ્ય શેહેર છે.

**વડોદરા.** એ ગાયકવાડ મહારાજાની રાજધાનીનું શેહેર વિશ્વામિત્રિ નદીને કાંઠેછે. તેમાં અંગ્રેજી ફોજની ટુકડી છે.

**ખંભાત.** એ ખંભાત સંસ્થાનનું મુખ્ય શેહેર મહી નદીના મૂખ પાસેછે. ત્યાં સૂતરાઉ કાપડ અને શેત્રંજી બનેછે. ને અકીકના સુંદર પથ્થરા સાફ કરી ત્યાં ઓપ ચઢાવે છે, તે ઘણું કરીને કપડવણજથી આણેછે. અહીંનો નવાબ મુગલ વંશનોછે. વેપાર દિનપરદિન ઘટેછે, કારણકે અખાતમાં વહાણને આવતાં બહુ અડચણ પડેછે.

**ધૂલે.** એ ખાનદેશનું મુખ્ય શેહેરછે. ખાનદેશ જીલ્લો મુંબાઈ ઈલાકામાં સૌથી મોટોછે.

**ભોસાવળ.** એ મુંબાઈ અને કલકત્તાની રેલવેપર છે. ભોસાવળથી નાગપૂર સુધી રેલવેની એક શાખાછે.

**નાશક.** ગોદાવરી નદીનું મૂળ એની પાસે હોવાથી એ જાત્રાનું ઠેકાણુંછે, અને તે પવિત્ર ધામ ગણાયછે.

**અહમદનગર.** એ સીના નદીને કાંઠેછે. અસલ આ મુસલમાની રાજ્યની રાજધાની હતી. તેમાં એક કિલ્લોછે.

**પૂણે.** એ મરેઠી રાજ્યની રાજધાનીનું શેહેર હતું. હાલ દક્ષિણમાં લશ્કરની મુખ્ય છાવણી અને ઇલાકામાં સૌથી મોટું શેહેરછે. મૂળા તથા મૂઠા નદીનો સંગમ ત્યાં થાયછે. એની હવા, તનદુરસ્ત અને નીરોગીછે. ગવરમેંટ હાઉસ, કૌન્સિલ હૉલ, ફૈનાન્સઆફીસ, સાસૂન ઇસ્પિતાળ ઇત્યાદિ જોવાલાયક ઈમારતોછે. ચોમાસામાં ગવર્નર સાહેબ ત્યાં રેહે-

છે. થડમાં પરવતી ડુંગરી કિલ્લાનાં અંદર અને દેવળછે. સાર્વ જનિક બાગમાં "બ્રાંડ ગાર્ડન્સ" "મ્યુગાર્ડન્સ", તથા બોટાનીકલ ગાર્ડન્સ મુખ્યછે. તેમાં વિલાયતી ને દેશી ફૂલોના સુંદર નમુનાછે.

મહાબળેશ્વર. એ પૂણેથી ૭૦ મૈલ પશ્ચિમ ઘાટપર હવા ખાવાની જગ્યાછે. અહીં કૃષ્ણા નદીનું મૂળછે. પ્રતાપગઢ જ્યાં શિવાજીએ વિશ્વાસઘાત કરી અફજલખાંને મારી નાંખ્યો તે મહાબળેશ્વરના થડમાંછે.

સતારા. એ સતારા જીલ્લાનું મુખ્ય શહેરછે. એ મહાન શિવાજીની રાજધાનીનું શહેર હતું.

સોલાપૂર. એ હૈદ્રાબાદ સાથે મોટો વેપાર ચલાવેછે.

બારસી. એમાં રૂનો વેપાર ચાલેછે.

પૈંઠ. એ સંસ્થાન મુસલમાની બેગમના હાથ નીચે છે. એમાં ઈમારતી લાકડું અને ધાન્યની પેદાશછે.

ભોર. એ સતારાના વાયવ્યકોણમાં સંસ્થાનછે.

ફલટન. એ સતારાની ઉત્તરે સંસ્થાન છે.

જત. એ સંસ્થાનમાં સુરોખાર અને લોઢું જડેછે.

અક્કલકોટ. સોલાપૂરની અગ્નિકોણમાં એ સંસ્થાન છે. એ અગાઉ સતારાના રાજાને તાબે હતું, પણ હાલ અંગ્રેજનું તાબેદારછે. ત્યાંનો રાજા ભોંસલેકુળનો મરેઠો છે.

ઠાણે. સાલસેટબેટપર બાંધેલુ ઠાણા જીલ્લાનું મુખ્ય શહેર છે.

કલ્યાણ. ત્યાં મુંબાઇની રેલવેના બે શાખા થાયછે. એક તળઘાટ ચઢી નાશક, અલાહાબાદ અને કલકત્તે જાય છે. બીજી ભોર ઘાટને રસ્તે પૂને, સોલાપૂર અને મદ્રાસ જાય છે.

**બાંદ્રા.** સાલસેટ અને મુંબાઇ વચ્ચે એક સેતુ બાંધેલો છે. જેથી મુંબાઈ સાલસેટ સાથે જોડાયો છે.

**વસાઈ.** એમાં એક પ્રખ્યાત કિલ્લો છે. તે અગાઉ પોર્તુગીઝના કબજામાં હતો.

**જવાર.** એ સંસ્થાનની આસપાસ ઠાણા જીલ્લો આવેલો છે. ત્યાંનો રાજા કોળી જાતનોછે. તેની નાની ઉમરમાં ઠાણાના કલેકટર સાહેબ સંસ્થાનની દેખરેખ રાખે છે.

**અલીબાગ.** એ કોલાબા જીલ્લાનું મુખ્ય શહેર છે.

**જંજીરા.** આ સંસ્થાન એક હબશી નવાબના તાબામાં છે. ત્યાં એક કિલ્લોછે. તેમાં નવાબ રહેછે. કાઠિઆવાડમાં જાફરાબાદ એનીજ આણ માને છે.

**રત્નાગીરી.** એ પશ્ચિમ કાંઠાપર બંદરછે.

**સાવંતવાડી.** કોકણની દક્ષિણમાં સંસ્થાનછે. એ ભોંસલેકુળના મરેઠા સરદારના તાબામાંછે. પોલીટીકલ એજંટ સાવંતવાડીમાં રહેછે.

**કલાદગી.** એ કલાદગી જીલ્લાનું મુખ્ય શહેરછે.

**ભાગલકોટ.** એ અગત્યના વેપારનું સ્થળછે.

**બીજાપૂર.** ઔરંગજેબે વશ કરેલું એક મુસલમાન રાજ્યની રાજધાનીનું શહેરછે. શહેરનો કોટ ફરતો છ મેલ ઉપરાંતછે. ત્યાંની ઇમારતોની બાંધણી અમદાવાદની જૂની બાંધણીની સરસાઈ કરે છે.

**બેલગામ.** એજ નામના જીલ્લાનું મુખ્ય શહેરછે. હવા સારી અને તંદુરસ્ત તથા યૂરોપીઅનને માફક આવે એવી છે.

**કોલાપૂર.** એ સંસ્થાન મહારાજાના તાબામાંછે. શિવાજીના વંશની નાની શાખાએ કોલાપૂરમાં રાજ્ય સ્થાપ્યું હતું. પોલીટીકલ એજંટ ત્યાં રહેછે.

સાંગલી, જમખંડી, ઇત્યાદિ. એ અગાઉ પેશવાનાં હતાં. પણ હાલ અંગ્રેજને ખંડણી આપે છે.

ધારવાડ. એ ધારવાડ જીલ્લાનું મુખ્ય શહેર હાલ ચઢતી સ્થિતિમાં છે.

સાવનુર. ધારવાડની પૂર્વે પઠાણ કૂળના મુસલમાન નવાબનું સંસ્થાનછે. પહેલાં એ પેશવાના તાબામાં હતું.

કારવાડ. ઉત્તરે કાનડાના કાંઠાપર મુંબાઈ ઇલાકામાં ત્રીજું મોટું બંદરછે. મુંબાઈ, કરાંચી, અને કારવાડ આ ત્રણ બંદરમાંજ પશ્ચિમ કાંઠે ચોમાસામાં વહાણોને આશ્રય મળે છે.

## ઉનાળામાં હવા ખાવાનાં ઠેકાણાં.

દાર્જીલિંગ. નાની ટાલ. મસુરી. લાંદર, ડાલહુજી અને કસૌલી શમલા, } હિમાલયમાં.

આબુ. આરવલી ડુંગરનું સૌથી ઊંચું શિખરછે.

પછમરી. સાતપૂડામાં.

માથેરાન, લાનોલી, ખંડાલા, મહાબળેશ્વર, પાંચગણી, પુરંધર, એ પશ્ચિમઘાટમાં છે.

ઉતાકામંદ, એ નિલગીરીમાં છે.

કલકત્તા, મુંબાઈ, અને મદ્રાસ એમાં યુનિવરસિટિઓ છે.

કલકત્તા, હુગલી, ઢાકા, કિશનગઢ, બરહામપૂર, પટના, અલ્લાહાબાદ, આગ્રા, બરેલી, બનારસ, મુંબાઈ, પૂણા, મદ્રાસ, અમદાવાદ અને ત્રાવણકોરમાં કોલેજોછે.

અમદાવાદ, પૂણા, કોલાપૂર જબલપૂર } એમાં ફિમેલટ્રેનિંકાલેજોછે. ત્યાં બાઈડીઓ શિક્ષકનું કામ શીખી, આસપાસનાંગામ અને શહેરની કન્યાશાળાની નોકરી બજાવે છે. રાજકોટમાં ફિમેલ ટ્રેનિંગ કોલેજ સ્થાપવાનો વિચાર ચાલેછે.

## ફ્રેંચલોકનાં સંસ્થાન.

### કુલ ક્ષેત્રફળ ૧૯૫ ચોરસમૈલ.

**ચંદ્રનગર.** હુગલી નદીને કાંઠે અને કલકત્તાથી ઉત્તરમાં ૧૭ મૈલછે. આશરે ૩૨ મૈલ ફરતુંછે. ઇ.સ. ૧૬૮૮ માં ફ્રેંચઈસ્ટઇંડિયન કંપનીને હાથ આવ્યું. ડુપ્લેના અમલ તળે એ ચઢીઆતી સ્થીતિમાં હતું, પણ હાલ અગત્યનું નથી. કલૈવે ઈ.સ. ૧૭૫૭માં કબજે કર્યું.પણ સન ૧૮૧૬માં અંગ્રેજોએ ફ્રેંચને પાછું આપ્યું.

**પાંદેચરી.** કારોમાંડલ કાંઠાપર મદ્રાસથી ૮૭મૈલ દક્ષિણમાંછે.ક્ષેત્રફળ ૧૦૮ ચોરસ મૈલછે.તેની જમીન રસાળછે. ઘઊં, ડાંગર અને ગળીનો પાક થાયછે. પાંદેચરી, વિલનૂર અને બાહૂર એવા ત્રણ પ્રાંત કરેલા છે. પાંદેચરીમાં રાજધાનીછે. ફ્રેંચનો ગવરનર ત્યાં રેહેછે. તેમાં ૨૨૦૦૦ માણસોની વસ્તીછે. જેમાંના ૮૦૦ યૂરોપીઅનછે. હેનરી માર્ટિને ઈ.સ. ૧૬૮૩માં આ સંસ્થાન વેચાતું લઈ વસાવ્યું. ડુપ્લેના હાથ નીચે તે આબાદીમાં આવ્યું હતું. ફ્રાન્સ અને ઈંગ્લાંડ વચ્ચે લડાઇમાં ફ્રેંચ હાર્યાથી પાંદેચરી એમણે કબજે કર્યું (ઈ.સ.૧૭૬૧) પણ પાછું આપ્યું. વળી ઈ.સ. ૧૭૯૩માં કબજે કરી ઈ.સ. ૧૮૧૫ સુધી રાખ્યું. ઈ. સ. ૧૮૧૫થી ફ્રાન્સના તાબામાં છે. પરંતુ આસપાસના પ્રદેશ અંગ્રેજે પોતાના તાબામાં રાખ્યા.

**યાનાન.** ગોદાવરી નદીના મુખ આગળ કોરીંગા નામની નાની નદીને કાંઠેછે.તેનું ક્ષેત્રફળ ૧૩ ચોરસ મૈલછે.રૂ અને ડાંગરનો પાક અને શણનું કાપડ થાય છે. પાંદેચરી કબજે કર્યું ત્યારે અંગ્રેજે આ સંસ્થાન પણ લીધું,પરંતુ ઈ.સ. ૧૮૧૫ માં પાછું આપ્યું.

**કારીકલ.** એ કાવેરીના મુખ પાસેછે. તેનું ક્ષેત્રફળ ૭૦ ચો.

મૈલનુંછે. જમીન રસાળ અને સારી પેઠે ખેડાએલીછે. મુખ્ય પાક ડાંગરનો છે. તાંજોરના રાજાએ ઈ.સ. ૧૭૩૯માં ફ્રેંચને આ શહેર આપ્યું. ઈ. સ. ૧૮૦૩માં અંગ્રેજે કબજે કર્યું. પણ ઈ. સ. ૧૮૭૪માં પાછું આપ્યું.

માહી. મલબાર કાંઠાપર એક નાની નદીને કિનારે બંદર છે. ક્ષેત્રફળ બે ચોરસ મૈલછે. ફ્રેંચે ઈ. સ. ૧૭૨૪માં કબજે કર્યું. અંગ્રેજોના હાથમાં ઈ. સ. ૧૭૬૧-૧૭૮૩ સુધી અને ફરી ઈ. સ. ૧૭૯૫થી ૧૮૧૫સુધી હતું.

## પોર્તુગીઝનાં સંસ્થાન.

આ સંસ્થાનનો વિસ્તાર આશરે ૧૬૧૦ ચોરસ મૈલછે. પશ્ચિમકાંઠાપર ગોવે, દમણ, દીવ અને સાલસેટ તથા બારડેજ નામના મુંબાઈપાસેના બે નાના બેટનાં કેટલાંક ગામછે.

ગોવે. સૌથી અગત્યનુંછે. મુંબાઈઈલાકાની દક્ષિણે અને કાનડાની ઉત્તર અને વાયવ્યમાંછે. સાલસેટ અને બારડેજના ગામ ગણીએ તો ગોવેનું ક્ષેત્રફળ ૧૪૫૩ ચોરસ માઈલછે. મૂળ વતની યૂરોપખંડના પોર્ટુગાલદેશથી આવી વસ્યા હતા. એઓ રોમન કાથોલિક ધર્મ માનેછે. તે પાણીથી ભરપૂરછે અને જમીન ઘણી રસાળછે. મુખ્યપેદાશ ડાંગેર, મરી, નાળીએરી, સોપારી અને મીઠું.

પાંજીમ કે ગોવે. એ રાજધાનીનું શહેર છે. આસપાસના મુલકનો દેખાવ બહુ સુંદર છે. જૂનું ગોવે પાંજીમથી પાંચ મૈલ દૂરછે. હાલ પડતી દશામાંછે. ઈ. સ. ૧૫૧૦માં આલ્ફ્રાન્સો આબ્યુકર્કે પોર્તુગીઝને વાસ્તે આ સંસ્થાન કબજે કર્યું.

દમણ. મુંબાઈથી ૮૨ મૈલ ઉત્તરમાં કોટબંધ શહેરછે. તે દમણ ગંગા નદીને જમણે કાંઠે વસેલુંછે. તેની જમીન રસાળછે. વનસ્પતિ અને શાકભાજી પુષ્કળ થાયછે. ચોમાસામાં રેલ ફરી વળ્યાથી લોકને બહુ હેરાન કરેછે. તે પોર્તુગીઝે ઈ. સ. ૧૫૩૪માં કબજે કર્યું.

દીવ. કાઠિઆવાડની દક્ષિણે નાનો ઉજડ બેટછે. આશરે ૧૦ મૈલ ફરતોછે. દીવ શહેર બેટની છેક પૂર્વમાં સારૂ બંદરછે. તોફાનમાં વહાણને આશરો મળે એવું છે. એ બેટ ઇ.સ.૧૫૩૪ માં પોર્તુગીઝને હાથ આવ્યો. ઈ. સ. ૧૫૧૫માં પોર્તુગીઝના તાબામાં હિંદુસ્તાનના કાંઠાની આશરે ૨૦૦૦મૈલની જમીન હતી.સર્વથી અનુકુળસ્થળોમાં એમની લાતી હતી.ભરતખંડનો વેપાર પોતાના કબજામાં રાખવાને તેમણે અતિશ્રમ લીધો, પણ અંગ્રેજના આવ્યા પછી એમનું બળ તૂટી પડયું, અને એક પછી એક બધાં સંસ્થાન ખોઈ ફકત ત્રણ તાબામાં રાખી શક્યા.



# यूरोपखंड.

## इंग्लांड.

એનાં ૪૦ પરગણાં કરેલાંછે. સગવડતાને માટે દિશા અને ૯ કોણ પ્રમાણે તેના વિભાગ કરેલા છે.

### પાંચ અગ્નિ કોણનાં પરગણાં.

| નામ. | મુખ્યશહેર | કઈ નદી પર. | બીજાં અગતનાં શહેર. |
|---|---|---|---|
| સરે. | ગિલફોર્ડ | વે. | ક્રોયડન, રિચમંડ, કિંગસ્ટન. |
| કેન્ટ. | મેડસ્ટન. | મેડવે. | ગ્રીનીચ,ચાઠમ,ડોવર, કયાન્ટરબરી, ગ્રેવસેંડ,રોચેસ્ટર,રામસગેટ મારગેટ ફોકસ્ટન. |
| સસેક્સ. | લ્યૂસ. | ઉજ. | બ્રેટન, હેસ્ટિંગ્સ, ચીચેસ્ટર. |
| હેંપશાયર. | વિન્ચેસ્ટર | ઈચેન. | પોર્ટસ્મથ, સૌથામ્પટન, ન્યૂપોર્ટ. |
| બર્કશાયર. | રેડીંગ. | કિનેટ. | વિંડસર, આબિંગડન, ન્યુબરી. |

**ગિલફોર્ડ.** એ સરેનું મુખ્ય શહેરછે. અગત્યના અનાજનું તે બજારછે.

**રિચમંડ.** એ ટેમ્સનદીના કાંઠાપરછે. તેના "પાર્ક" (વૃક્ષજાલ મેદાન જ્યાં લોક હરેફરેને બેસેછે.) અને શોભાયમાન અને સુંદર દેખાવને માટે પ્રખ્યાતછે.

**ક્રોયડન.** એ લંડનની પાસે વગવાળું પડ્યાથી નાનું શહેર છતાં એની વસ્તી ૫૫૬૫૨ માણસની છે. ગિલફોર્ડ સાથે તે સારો વેપાર ચલાવેછે.

**મેડસ્ટન.** એ કેન્ટનું મુખ્ય શહેરછે. "હોપ્સ" કરીને એક જાતનો વેલો જે "બીર" નામે દારૂ બનાવવામાં વપરાયછે તે મેડસ્ટન અને એની આસપાસ બહુ ઉગેછે. દર વર્ષે "હોપ્સ" વીણવામાં હજારો ગરીબ લોકને રોજગાર મળેછે. બીરના દારૂના વેપારનું મથક મેડસ્ટન છે.

**ચાઠમ, શીરનેસ અને વુલીચ.** એ અગત્યનાં લશ્કરી અને નોકાસેનાનાં સ્થળછે. મોટાં તોપખાનાં અને ચાઠમ તથા શીરનેસમાં ગોદી ખાનાં પણ છે.

**ગ્રીનીચ.** એમાં પ્રખ્યાત નાવિક ઇસ્પિતાળછે, અને "રોયલ ઓબ્ઝર્વેટરી" (કે વેધશાળા) પણછે. અંગ્રેજી જોષિઓ પ્રથમ મધ્યાન્હ રેષા પણ ત્યાંથીજ ગણેછે.

**ડોવર તથા ફોકસ્ટન.** એ ઇંગ્લાંડની અગ્નિ કોણના કાંઠાપર વસેલા યુરોપ સાથેના વ્યવહારમાંનાં મુખ્ય ઠેકાણાંછે.

**ગ્રેવસેંડ, હર્નબે, મારગેટ, બ્રાડસ્ટેર્સ અને રામ્સગેટ.** એ કેન્ટ પરગણામાં ખુશી અને તહેવાર કરનારાનાં માનીતાં ઠેકાણાં છે.

**ક્યાન્ટરબરી.** ધર્મ પ્રકરણ સંબંધી એ ઇંગ્લાંડનું મુખ્ય શહેર કહેવાયછે. ત્યાંનું "કથીડ્રલ" કે મોટું દેવળ પ્રખ્યાતછે.

**રોચેસ્ટર.** તેનું પ્રાચિન કાળમાં બાંધેલું મોટું અને સુંદર

"કથીડ્રલ" અને જૂના કિલ્લાનાં ખંડેરને માટે નામાંકતિછે.

લ્યૂસ. એ સસેક્સ પ્રાંતનું મુખ્ય શહેર ઉઝ નદીને કાંઠે નાનું પણ ઉદ્યમી બંદરછે. અનાજ અને "મૉલ્ટ" નો વેપાર ચાલેછે. "મૉલ્ટ" એટલે પાણીમાં પલાળી પછી સૂકવેલા જવ જે "બીર" નામે દારૂ બનાવવાના કામમાં વપરાય છે.

બ્રાઈટન. } એ સમુદ્ર કાંઠે આવેલી હવાખાવાની
હેસ્ટિંગસ. } જગાઓછે. હેસ્ટિંગ્સ પ્રખ્યાત રણભૂમી છે.ત્યાં ઈ.સ. ૧૦૬૬માં વિલ્યમ ઑફ નાર્મંડી ફ્રાંસથી ઈંગ્લાંડના રાજા હારોલ્ડને હરાવી ઈંગ્લાંડની ગાદીપર બેઠો.

ચિચેસ્ટર. એમાં જૂનું કથીડ્રલ અને થોડા વરસ ઉપર સ્થાપેલી ટ્રેનિંગ કૉલેજ છે.

વિન્ચેસ્ટર. એ હૅંપશાયરનું મુખ્ય શહેર અને ઈંગ્લાંડની જૂનીરાજધાનીછે એક સુંદર કથીડ્રલ અને પ્રખ્યાત કૉલેજનું ધામ છે.

પોર્ટસ્મથ. એ આખીદુનિઆમાં સૌથી મોટું અને સારૂં બંદર કહેવાયછે; બ્રિટિશ નૌકા સેનાનું મથક પણ છે. ત્યાંનો કિલ્લો મજબૂત અને અજીતછે. તોપ ખાનું બહુ મોટુંછે. પોર્ટસ્મથનાં ગોદીખાનાં ગ્રેટબ્રિટનના રાજ્યમાં સૌથી મોટાં અને અગત્યનાં છે.

સૌથામ્પટન. એ અગત્યનું બંદરછે. ભૂમધ્ય, ઈસ્ટ તથા વેસ્ટ ઈંડીઝ અને ચીન જનાર વહાણોનું પણ એ મુખ્ય ધામ છે.

ન્યુપોર્ટ. એ વ્હાઈટ બેટનું મુખ્ય શહેરછે.

બોર્નમત.અનેલિમિંગ્ટન. એ દરિઆ કિનારે હવા ખાવાની અને સમુદ્રમાં નહાવાની જગાઓ છે.

કૌસ, રૈડ, નેવેંટનોર. એ વ્હાઈટ બેટમાં પ્રખ્યાત હવા

ખાવાની જગાઓછે.

**રેડીંગ.** એ ખેતીની પેદાશનો મોટો વેપાર ચલાવે છે. ત્યાંનાં "બિસકીટ" નાં કારખાનાં દુનિઆમાં પ્રસિદ્ધ થઈ ગએલાં છે.

**વિંડસર.** એના ટબદાર કિલ્લાને માટે અને રાજ કુટુંબના રહેવાના માનીતા મેહેલને માટે વખાણાયછે.

## पांच नैऋत्यकोणनां परगणां.

| નામ. | મુખ્યશહેર | કઈ નદીને કાંઠે. | બીજાં અગત્યનાં શેહેર. |
|---|---|---|---|
| વિલ્ટશાયર. | સાલ્સબરી. | નાડર. | ટ્રોબ્રિજ, પિપનહેમ માર્લબરો. |
| ડોરસેટ શાયર. | ડોરચેસ્ટર | ફ્રોમ. | વેમત, પૂલ, બ્રિડપોર્ટ. |
| ડેવન શાયર. | એક્સેટર. | એક્સ. | પ્લિમથ, ટોરકી બાર્નસ્ટેપલ. |
| કોર્નવાલ. | બોડમિન. | કામેલ. | ટ્રૂરો, પેનજાન્સ, રેડરૂત, સેંટ-એવસ, ફાલમત. |
| સમરસેટશાયર | ટોન્ટન. | ટોન. | બાત, બ્રિજવાટર, વેલ્સ. |

**સાલ્સબરી.** એમાં સારૂં અને જુનું કથીડ્રલ અને અનાજનું મોટું બજારછે.

**વિલ્ટન.** એ સાલ્સબરીથી ૩ા મૈલ ઉપરછે. ત્યાં સારી જાતની શેત્રંજી બનેછે.

**ટ્રોબ્રિજ, ચીપનહામ, બ્રાડફોર્ડવેસ્ટબરી.** } એમાં ઉનનાં લૂગડાંનાં કારખાનાંછે.

**માર્લબરો.** એમાં પ્રખ્યાત કોલેજછે.

**ડોરચેસ્ટર.** એ ડોરસેટ શાયરનું મુખ્ય શહેરછે. એમાં બીર દારૂનો વેપાર ચાલેછે.

**વેમત.** એ હવાખાવાની જગા અને ચાનલ દ્વિપની ટપાલનું એક સ્થળ છે.

**પૂલ બ્રિડપોર્ટ.** એ બંદરોછે. આસપાસનાં કાંઠાનાં બંદર સાથે તેઓ મોટો વેપાર કરેછે.

**એકસેટર.** એ ડેવનશાયરનું મુખ્ય શહેર અને બંદર છે; ત્યાં એક સારૂં કથીડ્રલ છે.

**પ્લીમૌથ.** એ અગત્યનું બંદરછે. ત્યાં નૌકાસેનાની એક ટૂકડી રહેછે.

**ડેવનપોર્ટ.** એ બંદર છે. તેમાં તોપખાનાં, ગોદી, (વહાણ બાંધવાનાં કારખાનાં) અને દારૂખાનાં છે.

**ડાર્ટમત, બેડ્ફોર્ડ, ઈલફ્રાકુંબ, બાર્નસ્ટેપલ.** બીજાં સારાં બંદર છે.

**ટોર્કી, એકસ્મત, ટેનમાઉથ અને ડાલિશ.** આ ઠેકાણાની હવા તંદુરસ્ત અને દેખાવ સારો હોવાથી તે પ્રખ્યાતછે.

**બોડમિન.** એ કાર્નવાલનું મુખ્ય શહેર છે.

**ટ્રૂરો.** એ બંદર અને ખાણ ખોદવાનું મથક છે.

**ફ્રોલમાઉથ.** એ ઉત્તમ બંદર છે. પરદેશી અને કાંઠાના મુલક સાથે મોટો વેપાર કરે છે.

**રેડરૂત.** એ ખાણોવાળું શહેર છે.

**સેન્ટઐવ્સ, પેનજાન્સ.** એ બંદરો તથા માછલી પકડવાનાં ઠેકાણાં છે.

**ટોન્ટન.** એ સમરસટશાયરનું મુખ્ય શહેર છે. ત્યાં રેશમી અને ઉનનાં લુગડાંનાં કારખાનાં છે.

**બાથ.** એ ઈંગ્લાંડનું સૌથી શોભાયમાન શહેર છે. ત્યાંના ખારાં તથા ધાતુના ગુણવાળાં ઝરણ જાણીતાં છે.

**બ્રિજવાટર.** એ નાનું બંદર છે.

**વેલ્સ.** એમાં સુંદર કથીડ્રલછે.

## त्रण पूर्वे आवेलां परगणां

| નામ. | મુખ્યશેહેર | કઇ નદી-ના કાંઠા પર. | બીજાં અગત્યનાં શેહેર. |
|---|---|---|---|
| એસેક્સ. | ચેમ્સફર્ડ. | ચેલબર. | કોલચેસ્ટર, હાલસ્ટેડ, હારીચ. વાલથમઆબી, ટિલબરી. |
| સફોક. | ઇપસ્વિચ. | ઓરવેલ. | બેરીસેંટએડમંડસ, લોસ્ટોફ્ટ. |
| નારફોક. | નોરીચ. | વેનસમ. | યારમથ, કિંગ્સલિન. |

**ચેમ્સફર્ડ.** એ એસેક્સનું મુખ્ય શહેર છે. ખેતીની ઉપજનો વેપાર ચલાવે છે.

**કોલચેસ્ટર.** એ નદીને કાંઠે બંદર છે. તે કાળુ માછલીનો મોટો વેપાર કરેછે. વેર નદીને કિનારે છે. તેમાં રેશમનાં કારખાનાં છે.

**હાલસ્ટેડ.** એમાં રેશમ, સાટીન, મલમલ અને પરાળની વેણી ઘાલવાનાં કારખાનાં છે.

**હારિચ.** એ હંબરથી ટેમ્સ સુધીના કાંઠાપર સૌથી મોટું બંદર છે. તે હોલંડ અને લંડન સાથે વેપાર કરેછે.

**સૌથેંડ અને વાલટન.** એ દરિઆ કિનારે હવા ખાવાની જગા છે.

**ઇપસ્વિચ.** એ સફોકનું મુખ્ય શહેર છે.પરદેશી અને કાંઠા પરના મુલક સાથે સારો વેપાર કરેછે. વહાણ બાંધવાનાં સ્થળ, રેશમ વણવાનાં, સુતર કાંતવાનાં અને ખેતીનાં કામને સારૂ લોઢાનાં હથિઆર બનાવવાનાં કારખાનાં છે. દારૂ કાઢવાની ટાંકીઓ પણ ત્યાં છે.

**બેરીસેંટએડમંડસ.** એમાંઉન, ધાન્ય, માખણ અને પનીરનો વેપાર ચાલે છે.

**લોસ્ટોફ્ટ.** એ દરિઆને કાંઠે બંદર છે. "હેરિંગ" માછલી પકડવાનું અગત્યનું ઠેકાણું છે.

લિન. એ અગત્યનું બંદર છે. કાંઠાપર આવેલાં બંદરો અને પરદેશ સાથે મોટો વેપાર ચલાવે છે.

## दक्षिण आवेलां आठ परगणां.

| નામ | મુખ્ય શેહેર. | કઈ નદી-ને કાંઠે. | બીજા અગત્યના શેહેર. |
|---|---|---|---|
| મિડલસેક્સ. | બ્રેંટફોર્ડ. | બ્રેંટ. | લંડન, હોનસલો, હારો. |
| હાર્ટફોર્ડશાયર. | હાર્ટફોર્ડ. | લી. | સેંટઆલબન્સ, હીચીન. |
| બકિંગહામશાયર | બકિંગહામ | ગ્રેટઉજ. | ગ્રેટમાર્લો,એલસબરી,ઇટન |
| ઓક્સફોર્ડશાયર | ઓક્સફોર્ડ. | ચરવેલ. | બાનબરી વુડસ્ટોક. |
| નોર્થામ્પટનશાયર | નોર્થામ્પટન. | ની. | પીટરબરો, વેલીંગબરો. |
| હંટિંગ્ડનશાયર. | હંટિંગ્ડન. | ગ્રેટઉજ. | સેંટઐવ્સ, સેંટન્યુટસ. |
| બેડફોર્ડશાયર. | બેડફોર્ડ. | ગ્રેટઉજ. | લ્યૂટન, ડનસ્ટેબલ. |
| કેમ્બ્રીજશાયર. | કેમ્બ્રીજ. | કામ. | વિસબીચ,એલી,ન્યુમારકેટ |

લંડન. એ ટેમ્સનદીના બેઉ કાંઠાપર ગ્રેટબ્રિટનની રાજધાનીછે, તેમાં આશરે ૪૦લાખ માણસની વસ્તીછે. એનું ક્ષેત્રફળ ૬૮૭ ચો. મેલછે. આ શેહેરનું કદ, ધન, વસ્તી, આરોગ્યતા, એની નદી, ગોદી, રેલવે, સાર્વજનિક ઈમારતો (મુખ્યત્વે કરીને હૌસીસ આફ પાર્લમેન્ટ, આલબર્ટ, હાલ, ગિલ્ડહાલ, માનશન હાઉસ, ટાવર ઓફ લંડન), દેવળો (મુખ્યત્વે સેંટ પાલ અને વેસ્ટ મિનસ્ટર આબી)અને શોભાયમાન પૂલ. એના ઉત્તમ પાર્ક (મુખ્યત્વે હૈડ પાર્ક, રીજંટ પાર્ક, ગ્રીન પાર્ક, બાટરસી પાર્ક) કારખાનાં, બજાર "રોયલ એકસચેંજ" કે નાણાવટ, માલની વખાર,વિદ્યાર્થિક ઈનસ્ટિટયૂશન, ઈસ્પિતાળ, કૌતકાલ્ય કે મ્યુસીઅમ (મુખ્યત્વે બ્રિટિશ મ્યૂસીઅમ, કેંસિંગટન, અને વિકટોરીઆ) આ ઉપર કહેલાં બધા કારણને માટે લંડન શેહેર દુનિઆમાં સર્વથી પ્રખ્યાત અને જાણવા તથા જોવા લાયક શેહેર છે.

**વૅટફોર્ડ.** એ મિડલસેકસમાં ફકત નામનું મુખ્ય શહેરછે.

**હૌનશલ્લો.** એમાં લશ્કરની છાવણી અને બંદુકના દારૂનાં કારખાનાં છે.

**હારો.** એ છોકરાઓની મોટી અને ઉત્તમ નિશાળને માટે પ્રખ્યાત છે.

**હાર્ટફોર્ડ.** એ હાર્ટફોર્ડશાયરનું મુખ્ય શહેરછે. એમાં "માલ્ટ" નો વેપાર ચાલેછે.

**સેંટઆલ્બન્સ.** એ જાનામાં જૂનું શહેર પડતી દશામાં છે. દેવળ પ્રાચીન કાળમાં બાંધેલું સમરાવવામાં આવ્યુંછે.

**બકિંગહામ.** એ બકિંગહામશાયરનું મુખ્ય શહેર એમાં લોટ દળવાના ચરખાછે. પહેલાં ત્યાં "લેસ" કે કોરનાં કારખાનાં હતાં પણ તે હાલ બંધ થયાંછે.

**ગ્રેટમારલો** એમાં કાગળ, રેશમ અને કોરનાં કારખાનાંછે

**એલ્સબરી.** આ શહેરને કોઈ વાર પ્રાંતમાં મુખ્ય ગણાયછે. ઠરેલું દૂધ જે ડબામાં ખાલી હવા નહિ પેસે એવી રીતે બંધ કરી પરદેશ ખાતે મોકલેછે, તે દૂધ તૈયાર કરવામાં એલ્સબરી વખાણાયછે.

**ઈટન.** એ પ્રાચીન કાળમાં સ્થાપેલી નામાંકિત કોલેજને માટે જાણવા લાયક શહેરછે.

**આકસફોર્ડ.** એ આકસફોર્ડનું મુખ્ય શહેરછે. ધર્માધ્યક્ષ અને યુનીવરસીટીનું એક મથકછે. આકસફોર્ડ યુનીવરસીટીમાં ૨૧ કોલેજ અને ૫ હોલ અને પ્રસિદ્ધ પામેલી "બોડલીયન" લાઈબ્રેરીછે. પ્રાચીન કાળના ઉત્કૃષ્ટ ગ્રંથ સંબંધી કેળવણીને માટે આકસફોર્ડ નામાંકિતછે.

**નોરથાંપટન.** એ નોરથાપટન શાયરનું મુખ્ય શહેર છે. બૂટ તથા જોડાનાં કારખાનાંનું મથક છે.

**પીટરબરો.** એનું કથીડ્રલ શોભાયમાન અને મોટું છે.

**હંટિંગડન.** એમાં ઇતિહાસમાં પ્રખ્યાત થઈ ગએલો ઓલીવર ક્રામવેલ જન્મ્યો હતો.

**બેડફોર્ડ.** એ લિન શહેર સાથે અનાજ, કોયલા, અને ઈમારતી લાકડાનો વેપાર ચલાવેછે. પરાળની ટોપીઓ બનાવવાનાં કારખાનાં છે.

**લ્યૂટન તથા ડનસ્ટેબલ.** પરાળની વેણી અને ટોપી બનાવવાનાં કારખાનાં માટે વખાણાયછે.

**કેમબ્રીજ.** એમાં યુનીવરસીટીછે, જે ગણિત શાસ્ત્રની કેળવણીને માટે વિખ્યાતછે. ૧૬ કોલેજ અને "ટ્રિનિટી" નામનો "હાલ"; ફિટસ વિલ્યમ મ્યુસીઅમ અને "કિંગ" તથા "જોન" ની ચાપલ આ શહેરમાં જોવા લાયક છે.

**વિસબીચ.** એ ખેતીની પેદાશનો વેપાર ચલાવેછે.

**એલ્લે.** એમાં શોભાયમાન કથીડલછે.

**ન્યુમાર્કીટ.** એ ઘોડાની સરતને માટે પ્રખ્યાતછે.

## પશ્ચિમ તરફના મધ્યપ્રાંતો.

| નામ. | મુખ્યશહેર | કઇનદીને-કાંઠે. | બીજાં અગત્યનાં શહેર. |
|---|---|---|---|
| મોનમતશાયર. | મોનમત. | વૈ. | ન્યુપોર્ટ, ટ્રેડગાર. |
| હેરીફોર્ડશાયર. | હેરીફોર્ડ. | વૈ. | લેમસ્ટર. |
| ગ્લાસ્ટરશાયર. | ગ્લાસ્ટર. | સેવર્ન. | બ્રિસ્ટલ, ચેલટનહમ ટ્યુકસબરી અને બરકલી. |
| સાપશાયર. | શ્રૂસબરી. | શ્રૂસબરી. | વેનલોક, માડલી, અને બ્રીજનોર્થ. |
| વુસ્ટરશાયર. | વુસ્ટર. | સેવર્ન. | ડડલી, કિડરમિંસ્ટર, અને સ્ટોરપોર્ટ. |
| વારિકશાયર. | વારિક. | આવન. | બરમિંગહમ કોવિરટી લમિંગટન રગબીસ્ટાટફોર્ડઓન-એવન. |
| સ્ટાફોર્ડશાયર. | સ્ટાફોર્ડ. | સૌ. | સ્ટોકઅપોનટ્રેંટ, વાલસલ, બિલ્સ્ટન, વુલવરહેંપટન, વેસ્ટમીત, બરટન, શેફીલ્ડ. |

**માનમત.** એ વાઈ નદીને કાંઠે છે. ઈમારતી લાકડું અને છાલ પરદેશ મોકલે છે. લોઢાની સળીઓ કલાઈનાં પતરાં અને કાગળનાં કારખાનાંછે.

**ન્યુપોર્ટ.** એ બંદરછે તેમાં ગોદી, વહાણ બાંધવાનાં સ્થળ અને ડક્કાછે? કોયલા લોઢું અને કલાઈ દેશાવર ખાતે મોકલેછે. લોઢાનાં કામ પણ બનેછે.

**ટેડગાર.** એમાંકોયલાની ખાણો અને લોઢાનાં કારખાનાંછે

**ગ્લોસ્ટર.** એ સેવર્ન નદીને કાંઠે મોટું શહેરછે. ઈંગ્લાંડનાં ઉત્તમ અને સુંદર કથીડ્રલમાં ગ્લોસ્ટરનું કથીડ્રલ ગણાયછે. સાબુ, ટાંકણી અને છરી તથા કાતરનાં કારખાનાંછે. પણ અગત્યનાં નથી.

**બ્રિસ્ટલ.** એ બ્રિસ્ટલ અખાતના કાંઠાપર અને સેવર્ન નદીના મુખ આગળ મોટું અને અગત્યનું બંદરછે. કથીડ્રલ જાનું પણ સમરાવેલુંછે. ઈંગ્લાંડમાં આ ત્રીજા નંબરનું બંદર ગણાયછે. બનાવેલા માલને સાટે બ્રિસ્ટલ વેસ્ટ ઈંડ્યન પેદાસ આણેછે. ખાંડ સાફ કરવાનાં, સાબુનાં, લોઢાનાં, અને પીતળનાં મોટાં અને અગત્યનાં કારખાનાંછે. ઈંગ્લાંડની પશ્ચિમ હદપર બ્રિસ્ટલ સૌથી મોટું શહેર ગણાયછે.

**ચેલ્ટનહમ.** ઈંગ્લાંડનાં શોભાયમાન શહેરોમાં આ ગણાયછે. ધાતુનાં ગુણવાળા ઝરણનેલીધે ચેલટનહમ પ્રખ્યાતછે. અને તેના કોલેજ દિવસે દિવસે સુધરતી જાયછે.

**હેરીફોર્ડ.** એ પ્રાચિન કાળનું અને પ્રસિદ્ધ થએલું શહેર છે. ત્યાંનું કથીડ્રલ મોટું અને શોભાયમાનછે. અકટોબર મહિનામાં મેળો ભરાયછે.

**લેમસ્ટર.** આ શહેરમાં "સૈડર" એટલે આપલનામે ફળના રસનું શરબત, અને ઉનઅને ચામડાનાં હાથનાં મો

જાં, તથા ટોપીની બનાવટને માટે વિખ્યાતછે.

**શ્રૂસબરી.** ધર્મ પ્રકરણ સંબંધી અને ઇતિહાસમાં પ્રખ્યાત થઈ ગએલી વાર્તા અને ખંડેરને માટે જાણવા જોગ શહેરછે. વળી અહીંનાં કાચપર રંગેલાં ચિત્ર નામાંકિતછે. શણનાં અને લોઢાનાં કારખાનાં છે.

**બ્રિજનોર્થ.** એમાં ખીલા અને ઉનનાં લુગડાંનાં કારખાનાં છે.

**વુસ્ટર.** એ પ્રાચિન કાળનું શહેરછે. ચિનાઈ વાસણની બનાવટને માટે પ્રખ્યાત છે. વળી ત્યાં હાથનાં મોજાં, ચામડાંનું કામ, લોઢાની જણસો અને કોર બનેછે. કથીડ્રલ મોટું અને સુંદર છે.

**ડડલી.** આ શહેર કોયલા, લોઢું, અને કળીચૂનાના વેપારનું મથકછે.

**કિડરમિંસ્ટર.** એમાં સૌથી સારી અને ઊંચી જાતની શેત્રંજી બનેછે.

**સ્ટોરપોર્ટ.** એમાં શેત્રંજી બનેછે, તથા કોયલા, અનાજ અને ઇમારતી લાકડાનો મોટો વેપાર ચાલેછે.

**વારિક.** વારિકનો કિલ્લો જૂનો અને મજબૂતછે. આ શહેર ઇતિહાસમાં પ્રખ્યાત થયું છે.

**બરમિંગહામ.** હુનરનાં બનાવટનાં મોટાં શહેરમાં તે એકછે; લોઢું, પોલાદ, અને પીતળની બધી જાતની વસ્તુ ત્યાં બનેછે. રમકડાં, અગ્નિશાસ્ત્ર, બટન, ઓજાર, વરાળ યંત્ર, સ્ટીલપેન, કાગળની જણસો, લખોટેલો અને રૂપું ચઢાવેલો માલ એ સૌ બરમિંગહામમાં બનેછે. શહેરની આસપાસ કોયલાની ખાણો અને લોઢાનાં કારખાનાંછે.

**કોવેંટ્રી.** એ શહેર રેશમી ફીત જેને "રિબીન" કહેછે, તે તથા ઘડીઆળને માટે પ્રખ્યાતછે.

રગબી. એમાં એક મોટી અને ઉત્તમ છોકરાઓની નિશાળછે, જે આખા યૂરોપમાં વખાણાયછે.

સ્ટ્રાટફોર્ડ આનએવન. એ શેકસ્પીઅરનામે પ્રખ્યાત અંગ્રેજી કવિના જન્મનું ઠેકાણું છે.

લેમિંગટન. એ હવા ખાવાની જગ્યાછે.

સ્ટાફોર્ડ. એમાં બુટ અને જોડાનાં કારખાનાંછે.

સ્ટોકેઅપોનટ્રેંટ. એ માટીનાં અને ચીનાઈ વાસણનો બનાવટનું મથકછે.

વાલસલ, બિલ્સ્ટન અને વેસ્ટબ્રમીચ. | એમાં કોયલા અને લોઢાનો વેપાર ચાલેછે.

વુલ્વરહેંપટન. એમાં લોઢાની વસ્તુ બનેછે.

બરટન. એનો "બીર" નામે દારૂ વખાણાયછે.

લિચફીલ્ડ. આ શેહેરનું કથીડ્રલ જોવા લાયક અને ઈતિહાસ સબંધી પ્રખ્યાતછે.

## उत्तरे आवेलां मध्य परगणां.

| નામ. | મુખ્યશેહેર | કઈ નદીને કાંઠે. | બીજાં અગત્યનાં શેહેર. |
|---|---|---|---|
| લેસ્ટરશાયર. | લેસ્ટર, | સોર. | લફબરો, મેલ્ટનમોબ્રે, બોસવર્થ. |
| રટલંડશાયર. | ઓકમ. | રીક. | અપિંગહામ. |
| લિનકનશાયર. | લિનકન, | વિદમ. | બોસ્ટન, ગ્રિમ્સબી, લૌત, સ્ટામફોર્ડ, ગેન્સબરો. |
| નોટિંગહમશાયર. | નોટિંગહમ | ટ્રેંટ. | ન્યુઆર્ક, માન્સફીલ્ડ. |
| ડરબીશાયર. | ડારબી. | ડરેવેંટ. | ગ્લોસપ, ચેસ્ટરફીલ્ડ, બેલ્પર, મેટલાક, બેકવેલ, બકસ્ટન. |
| ચેશાયર, | ચેસ્ટર. | ડી. | સ્ટાકપોર્ટ, બરકનહેડ, માકલ્સફીલ્ડ, સ્ટેલીબ્રીજ, હેડ ફ્રોગલટન અને ક્રુ. |

**લેસ્ટર.** એ ખેતીની પેદાસ તથા ઉનનો મોટો વેપાર કરે છે. અને મોજાં, કોરકે "લસ" અને સ્થિતિ સ્થાપક ફીતની બનાવટનું મથક છે.

લફબરો. આ શહેરમાં મોજાં અને કોર કે "લેસ" બને છે

**મેલ્ટનમોબ્રે.** એ શિકાર કરવાના ઘોડાના તબેલાને માટે પ્રખ્યાત છે.

**બોસવર્થ.** એમાં ઈ. સ. ૧૪૮૫માં મોટી લડાઈ થઈહતી.

**ઓકહમ.** એ જૂનું શહેરછે. તે ખેતીની પેદાશનો વેપાર કરેછે.

**અપિંગહમ.** એમાં સારી અને ચઢતી દશામાં એક મોટી નિશાળછે.

**લિનકન.** આ શહેરનું કથીડ્રલ ઈંગ્લાંડનાં સૌથી સુંદર કથીડ્રલમાંનું એક કહેવાયછે.

**બોસ્ટનતથાગ્રિમ્સબી.** | હંમબર નદીને કાંઠે મોટાં બંદરછે. યૂરોપખંડનાં ઉત્તરે આવેલાં શહેરો સાથે મોટો વેપાર ચલાવેછે. ગ્રિમ્સબીમાં મોટાં ગોદીખાનાં અને બોસ્ટનમાં "સેંટ બ્યુટોલ્ફ" નામના દેવળ ઉપરનું જે દિપકગૃહ છે તે દરિઆપરથી ૪૦ મૈલ દૂરથી દેખાયછે. અને વાશ અખાતના સફર કરનારને દીવા દાંડીનું ઠેકાણું છે.

ગેન્સબરો. એ ટ્રેંટ નદીના કાંઠાપરછે. આવક અને જાવકનો તે મોટો વેપાર કરેછે.

**સ્ટામફોર્ડ અને લોત.** આ બે શહેર લંડનને બહુ અનાજ મોકલે છે.

**નાટિંગહમ.** આ શહેર કોર કે "લેસ" અને મોજાંની બનાવટનું મથકછે. સૂતર કાંતવાનાં કારખાનાં છે. વળી

નિખારવાનો કે ધોળો કરવાનો અને રંગવાનો ઉદ્યોગ જોવા લાયકછે. કોટ હાલ ખંડેર થઈ ગએલા છે;

**ન્યુઆર્ક.** એ "માલ્ટ," અનાજ અને ઉન દેશાવર ખાતે મોકલે છે.

**માન્સફીલ્ડ.** એ નોટિંગહામ જોડે મોજાં અને કોરનાં કામમાં રોકાયુંછે.

**ડારબી.** એમાં મુખ્યત્વે રેશમનો વેપાર ચાલેછે. તેમાં ચીનાઈ વાસણ, વરાળ યંત્ર અને કોર બનેછે.

**ગ્લોસપ.બેલ્પર.** આ શહેરમાં સૂતર કાંતવાનાં કારખાનાંછે. બેલપરમાં ખીલા બનેછે.

**મેટલોક,બકસ્ટન.**
**બેકવેલ.** } એમાં ધાતુના ગુણવાળાં ઝરણછે.

મેટલોકમાં કેટલાક કૂવા એવા છે કે જેનાં પાણી બીજા પદાર્થને પથ્થર કરી નાંખેછે. ત્યાં "સ્પાર" નામે પથ્થરનાં ઘરેણાં બહુ બનેછે.

**ચેસ્ટર.** એ કોટબંધ જૂનું શહેરછે, એમાં લોઢાનાં વહાણ બાંધવાનાં સ્થળ, વરાળ યંત્રથી ચાલતી લાકડાં કાપવાની આરી, અને તમાકુ તથા તપખીર બનેછે. ચેસ્ટરના પનીર વખણાયછે. અને દેશાવર ખાતે પુષ્કળ મોકલવામાં આવેછે. એનું કથીડ્રલ જૂનું પણ શોભાયમાન નથી.

**સ્ટોકપોર્ટ.** એ મરસી નદીને કાંઠેછે. ત્યાં સૂતરાઉ, રેશમી અને ઉનનાં, પીતળ, લોઢું અને વાળ ઓળવાના બ્રૂશ, બનાવવાનાં કારખાનાંછે.

**બરકેનહેડ.** એ લીવરપૂરની સામું મરસી નદીને બીજે પડએ વસેલું બંદરછે. આ બંદર થોડાજ વખતમાં ઉંચે દરજે ચઢી વેપારમાં અગત્યનું શહેર થયુંછે.

**માકલ્સફીલ્ડ.** એ રેશમના વણાટનું મથકછે.

**સ્ટેલીબ્રિજ.** એમાં સૂતરાઉ લુગડાંનાં કારખાનાં છે

**ક્રૂ** એ લંડન અને નોર્થવેસ્ટર્ન રેલવે કંપનીના અંજીન બનાવવાનાં કારખાનાંનું મથક છે.

## છ उत्तरनां परगणां.

| નામ. | મુખ્યશહેર | કઈ નદીને કાંઠે. | બીજાં અગત્યનાં શહેર. |
|---|---|---|---|
| લાંકેશાયર. | લાંકાસ્ટર. | લૂન. | માન્ચેસ્ટર, લીવરપૂલ, ઓલ્ડહમ, પ્રેસ્ટન, બોલ્ટન, બ્લાકબર્ન, બેરી, રોચડેલ, વિગન આશટન અંડરલૈન, બર્નલી વારીંગટન, સેંટહેલન્સ, ચોરલી, આક્રિંગ્ટન. |
| યોર્કશાયર. | યાર્ક. | ઉજ. | લીડસ, શેફીલ્ડ, બ્રાડફોર્ડ, હલ, હાલીફાકસ, હડર્સફીલ્ડ, વેકફીલ્ડ, સ્કારબરો, ડ્યુસબરી, બાર્નસ્લી, ડોનકાસ્ટર, મિડલ્સબરો, વિટબી, હારોગેટ. |
| ડરહમ. | ડરહમ. | વિયર. | સંડરલંડ, સૌતશીલ્ડસ. ગેટસહેડ, સ્ટોકટન, હાર્ટલપૂલ. |
| નોરથમબર્લંડ | ન્યુકાસ્ટલ. | ટૈન. | ટૈનમત, નોર્તશીલ્ડસ સહીત બેરીક, આલનિક. |
| કંબરલંડ. | કારલૈલ. | ઇડન. | વૈટહેવન, પેનરીત, વરકીંગ્ટન મેરીપોર્ટ કેસીક. |
| વેસ્ટમોરલંડ. | આપલબી. | ઇડન. | કેંડલ. |

**લાંકાસ્ટર.** એ લ્યૂન નદીને કાંઠે બંદર છે. એમાં રેશમી અને શણનાં લૂગડાંનાં કારખાનાં છે. તેનો કિલ્લો હાલ બંધીખાનામાં વપરાય છે.

**માંચેસ્ટર.** એ સાલફોર્ડ સહીત સૂતરાઉ કાપડની બનાવટનું મથક છે. અને આખી દુનિઆમાં હુન્નરનાં કારખાનાં માટે એના જેવું બીજું શહેર ભાગ્યેજ હશે.

**ઓલ્ડહમ,પ્રેસ્ટન, બેરી,રોચડેલ,વિગન,આશટન અંડર લૈન,બર્નલી અને ચોરલી.** એ બધાં સૂતર કાંતવાનાં અને વણવાનાં શહેર છે.

**લિવરપૂલ.** એ ગ્રેટબ્રિટનમાં બીજા નંબરનું બંદર ગણાય છે. મુખ્યત્વે કરીને અમેરિકા અને હિંદુસ્થાન જોડે વેપાર કરે છે. આયાતમાલ રૂ. મુખ્ય નિકાશ–સૂતરાઉ કાપડ અને આસપાસના પ્રદેશની પેદાશ. અહીંથી ઘણા પરદેશ વાસ કરવા નીકળે છે. લિવરપૂલની ગોદી કિનારાપર પાંચ મૈલ દૂર પ્રસરેલી છે.

**સેંટહેલન્સ.** એમાં કાચ અને કાચની સીસીઓ બનેછે. પીતળનું કામ અને કોયલાની ખાણો ખોદવાનું કામપણચાલેછે.

**યાર્ક.** એ ઇંગ્લાંડમાં બીજા નંબરનું શહેર છે. જૂનાં અને પ્રખ્યાત થએલાં શહેરોમાં આ ગણાય છે, તથા મુખ્ય ધર્માધ્યક્ષ ત્યાં રહે છે. એના દેવળની સુંદરતા અપ્રતિમછે. શહેરની આસપાસ કોટ છે. તેને દશ દરવાજા છે. મોટો બુરજ અને પ્રાચિન કાળની ઘણી રોમન વસ્તુઓ છે.

**લીડ્સ.** કદમાં આ શહેર ઇંગ્લાંડમાં ચોથા નંબરનું ગણાય છે. ઉનનાં લૂગડાંની બનાવટનું એ મથક છે.

**બ્રાડફોર્ડ, હાલીફાક્સ,હડર્સફીલ્ડ અને ડયુસબેરી.** લીડ્સની સાથે ઉનનાં લૂગડાં વણવાના કામમાં રોકાયાં છે.

**વેકફીલ્ડ.** એમાં ઉનનાં લૂગડાંનાં કરખાનાંછે. અનાજ અને ઉનનું મોટું બજારછે.

**બાર્નસલી.** એ શણનાં લૂગડાંના વેપારનું મથકછે.

**ડોનકાસ્ટર.** એ ઘોડાની સરતને માટે પ્રખ્યાતછે.

**મિડલસબરો.** એમાં લોઢાનાં અને માટીનાં વાસણનાં કારખાનાંછે.

**શેફીલ્ડ.** આ શહેર છરી, ચપ્પું વગેરે પોલાદની જણસો માટે પ્રખ્યાત છે.

હલ. એ ગ્રેટબ્રિટનનું ચોથું બંદરછે. યૂરોપખંડની ઉત્તરે આવેલા દેશો સાથે એ મોટો વેપાર ચલાવેછે.

સ્કારબરો, વિટબી, હારોગેટ. } એ હવાખાવાનાં ઠેકાણાંછે.

ડરહમ. એમાં કથીડ્રલ, બુરજ, અને યુનીવરસીટી વખાણાયછે. તેની થડમાં ઉપયોગી કોયલાની ખાણોછે.

સંડરલંડ અને ગેટ્સહેડ. } એ વીર નદીને કાંઠે, દેશાવરખાતે કોયલા મોકલવાનાં મુખ્ય બંદરમાં ગણાયછે. તેમાં વહાણ બાંધવાનો વેપાર ચાલેછે.

સોતશીલ્ડસ,હારટલપૂલ,સ્ટોક્ટન. } એ બંદરછે. એનાં ગોદીખાનાં વિસ્તીર્ણછે. વેપાર દિવસે દિવસે વધતો જાયછે.

ડારલિંગટન. એમાં લોઢાનાં, વરાળ યંત્રનાં અને ઉનનાં લૂગડાનાં કારખાનાંછે.

ન્યુકાસ્ટલ. એ સૌથી જૂનાં અને અગત્યનાં બંદરમાંનું એક છે. ઇંગ્લાંડની ઉત્તરે કોયલાના વેપારનું આ મથકછે. કાચ અને એંજીન બનાવવાનાં કારખાનાંછે.

ટીનમત અને નોર્તશીલ્ડસ. } ન્યુકાસ્ટલ બંદર સાથે વેપારમાં રોકાયાંછે.

બેરીક. એ ઇંગ્લાંડમાં સૌથી ઉત્તરે આવેલું શેહેર તથા બંદરછે. ત્યાં વરાળયંત્ર અને શણનાં લૂગડાં બનેછે.

આલ્નિક. એનો કિલ્લો અસલની વખતે બહુ મજબૂત અને જબરો હતો.

કારલેલ. એ નાનું બંદરછે. આ શહેરનું કથીડ્રલ જૂનુંછે.

વૈટહેવન,વરકીંગ્ટન અને મેરીપોર્ટ. } એ પરદેશ કોયલા મોકલવાનાં અગત્યનાં બંદરછે.

કેસીક. કમબરલંડનું સરોવર જોવા જનારને મુકામનું

સ્થળછે. તથા સુખડપેન (બ્લાકલેડ પેનસીલ) બનાવવાનાં કારખાનાંને માટે પ્રખ્યાતછે.

**આપલબી.** એનો કિલ્લો જૂનોછે. પહેલાં ચાર્લસ રાજાના વખતમાં મૂલકી લડાઈઓ ચાલતી તેવારે એક બહાદુર સ્ત્રી નામે લેડી પેમબ્રોકે ઘણા દહાડા લગી ઓલીવર ક્રોમવેલે જે ઘેરો ઘાલ્યો હતો તે પાછો હઠાવ્યો.

**કેંડલ્ઞ.** એ હુનરની બનાવટનાં જૂનાં શહેરોમાંનું એકછે. તેનાં ઉનનાં લૂગડાંનાં કારખાનાં ૧૪ મા સેકાથી સ્થાપેલાં છે. વળી શેત્રંજી, શણ, અને કાગળ બનેછે.

## વેલ્સ દેશનાં બાર પરગણાં.

| નામ. | મુખ્યશહેર. | કઇ નદી ને કાંઠે. | બીજાં અગત્યનાં શહેર. |
|---|---|---|---|
| આંગલેસી. | બોમારીસ. | મીનાયસ-મુદ્રધૂની. | હોલીહેડ. |
| કરનારવનશાયર. | કરનારવન. | ,, | બેંગોર, કાનવે, લાનડુડનો. |
| ડેનબીશાયર. | ડેનબી | ક્લીડ. | રેકસમ. |
| ફ્લિંટશાયર. | મોલ્ડ | આલન. | હોલીવેલ, ફ્લિંટ, રૈલ, સેંટએસફ. |
| મેર્યનતશાયર. | ડોલગેલી. | મો. | બેલા. |
| મંટગમરીશાયર. | મંટગમરી. | સેવર્ન. | વેલ્શપુલ ન્યુટન. |
| કારડીગનશાયર. | કારડીગન. | ટીફ. | આબરસ્ટિવત, લામપીટર. |
| રેડનોરશાયર. | પ્રેસ્ટીન. | લગ. | ન્યુરેડનોર. |
| બ્રેકનોકશાયર. | બ્રેકનોક. | અસ્ક. | હે. |
| ગ્લામોરગનશાયર. | કારડીફ. | ટાફ. ટોવી. | મર્થરટિડવિલ, સ્વાનસી, નીત. |
| કરમારદનશાયર. | કરમારદન. | | લાનેલી, લાંડિલો. |
| પેમબ્રોકશાયર. | પેમબ્રોક. | મિલફોર્ડ હેવન. | હારફોર્ડવેસ્ટ, મિલફોર્ડ, ટેનબી. |

**બોમારીસ.** આ ઠેકાણું અનુકુળ છે અને દરિઆમાં નહાવાની માનીતી જગા છે.

**હોલીહેડ.** આ નામનાજ બેટપર ડબલીનની સૌથી નજીક બ્રિટિશ બંદર છે. લંડનથી ડબલિન જવાની ટપાલનું સ્ટેશન છે. હોલીહેડથી ડબલીનસુધી દરિઆતળે તાર જેને "સબમરીન ટેલીગ્રાફ" કહે છે તે મૂકેલો છે.

**કરનારવન.** એનો કિલ્લો વખાણાય છે.

**બેંગોર.** એમાં જૂનું કથીડ્રલ અને ધર્માધ્યક્ષનો મહેલ છે થડમાં સ્લેટની ખાણો છે.

**કોનવે.** એ કોટથી મજબૂત કરેલું બંદર કોનવે નદીની આડે હોલીહેડસુધી નળજેવો પૂલ બાંધેલો છે, જેની અંદર થઈ આગગાડી જાય છે.

**લાંડુડનો.** એમાં ત્રાંબાની ખાણો છે અને હવા ખાવાની જગા પણ છે.

**ડેનબી.** એમાં ઉનનાં અને ચાંમડાનાં કામનાં કારખાંનાં છે.

**રેકસમ.** એમાં લોઢાનાં કામ અને કાગળનો ચરખો તથા કોયલા અને સીસાની ખાણો છે.

**મોલ્ડ.** આ શહેરની પાડોશમાં સીસાની અને કોયલાની ખાણો છે.

**હોલીવેલ.** બ્રિટનમાં આ શહેરના કૂવાનું ઝરણ એવું જોરથી વહે છે કે એક મિનિટમાં ૨૧ ટન પાણી ઝરે છે એની પાસે મૂલ્યવાન ત્રાંબુ, સીસુ અને જસતની ખાણોછે.

**ફ્લિંટ.** આ શહેરથી આસપાસના મૂલકના ખનિજ પદાર્થ દેશાવર ખાતે મોકલાય છે.

**રૈલ.** હવા ખાવાની અને દરિયામાં નહાવાની જગા છે.

**સેંટએસફ.** એ નાનું શહેર છે, તેમાં કથીડ્રલ છે.

**ડોલ્લગેલ્લી.** એ શહેરમાં ઉનનાં લૂગડાં બને છે.

બેલા. એ બેલા સરોવરને કાંઠે વસેલું શહેર છે હાથનાં અને પગનાં ગુંથેલાં મોજાં ત્યાં બને છે.

મોટંગમરી. અંગ્રેજ અને વેલ્સ લોક વચ્ચેની છેલ્લી લડાઇનું ઠેકાણું છે વેલ્સ લોક હાર્યા અને તેમનો મૂલક અંગ્રજને હાથ ગયો ઈ૰ સ૰ ૧૨૯૪.

વેલ્શપૂલ. એ ઊત્તર વેલ્સનાં ઊનનાં લૂગડાંના વેપારનું મથક છે

ન્યુટન. આ શહેરમાં ઉનનાં લૂગડાંનાં કારખાનાંછે.

કારડીગન. એ બંદર છે. મુખ્ય નિકાશ માખણ, સ્લેટ અને "ઓટ" નામનું અનાજ. આયાતમાલ-કોયલા, ઇમારતી લાકડું અને ચુનો બનાવવાના કાંકરા (મરડીઆ).

આબરસ્ટિવત. એ દરિઆમાં નહાવાની અને માછલી પકડવાની અગત્યની જગા છે.

લામપીટર. આ શહેરની કોલેજમાં વેલ્સના પાદરી લોક વિદ્યાભ્યાસ કરેછે.

પ્રસેટીન ઈંગ્લાંડ અને વેલ્સની હદઉપર, આ નાનું શહેરછે.

ન્યુરેડનોર. અસલના વખતમાં આ શહેર કોટથી મજબૂત કરેલું હતું.

બ્રકનોક કે બ્રક્નિ. એમાં ખેતીની પેદાશનું મોટું બજાર છે. અને ત્યાં ઉનનાં લૂગડાંનાં કારખાનાંછે.

કારડિફ. મરથરટિડવિલનું બંદરછે. શોભાયમાન ગોદી અને લોઢાનાં વહાણ બાંધવાની મોટી જગાછે. દિવસે દિવસે એ વધારે અગત્યનું થાયછે.

મરથરટિડવિલ. આ શહેર લોઢાના અને કોયલાના વેપારનું મથક અને દક્ષિણ વેલ્સનું સૌથી મોટું શહેરછે.

સ્વાનસી. એમાં ત્રાંબું ગાળવાની મોટી ભઠ્ઠીછે, તથા માટીનાં વાસણ અને પીતળનાં કામનાં કારખાનાંછે. એની થડમાં કોયલાની ખાણો પણ છે.

**નીત.** આ શહેરમાં ત્રાંબું, લોઢું અને કલાઈનો મોટો વેપાર ચાલેછે.

. **કમારદન.** એ કાંઠાપરનાં બીજાં બંદર સાથે મોટો વેપાર કરે છે. સીસુ, સ્લેટ અને ઈમારતી લાકડું દેશાવર ખાતે મોકલેછે.

**લાનેલી.** એમાં તાંબાનાં અને લોઢાનાં કારખાનાંછે.

**લાનડિલો.** એમાં મૂલ્યવાન લોઢાની અને કોયલાની ખાણોછે. તથા ઉનનું "ફ્લાનલ" નામનું લૂગડું બનેછે.

**પેમબ્રોક.** એમાં મોટી સરકારી ગોદી અને વહાણ બાંધવાની જગાછે.

**હારફોર્ડવેસ્ટ.** એ નદીના કાંઠાપર એક બંદરછે, તેમાં ગોદીખાનાં અને ડક્કાછે. કોયલા અને ખેતીની પેદાશ દેશાવર ખાતે મોકલેછે.

**મિલફોર્ડ.** મિલફોર્ડ હેવનના ઉત્તર કાંઠાપર બંદરછે. આયરલંડ, અમેરિકા અને બાલટિક સમુદ્રની આસપાસના મૂલક સાથે વેપાર ચલાવેછે.

**ટેનબી.** એ બંદર છે.

## ઇંગ્લાંડને લગતા બેટ.

**હોલી બેટ કે લિંડિસફાર્ન.** એ નારથંબરલાંડના ઇશાન કોણ તરફ નાનો બેટછે, મુખ્યત્વે કરીને એની વસ્તી માછીઓની જછે. એનું નામ "હોલી" એટલે પવિત્ર પાડવાનું કારણ કે કેટલાક સાકસન ધર્માચાર્યો ત્યાં રહેતા અને પરમેશ્વરની ભક્તિમાં વખત કાઢતા. ઇ. સ. ૬૩૫ માં નારથંબરલાંડના ઓસવલ્ડ રાજાએ ત્યાં મુનીવાસ સ્થાપ્યો.

**શેપી.** (ઘેટાંનો બેટ) એ કેંટ પરગણાની ઉત્તરે એક નાનો બેટછે. ત્યાંનાં ઘેટાં વખાણાય છે.

**વૈટબેટ.** આ બેટ હાંપશાયરની દક્ષિણે આવેલોછે. તે ૨૨½ મૈલ લાંબો અને ૧૩ મૈલ પોહોળોછે. એની હવા તંદુરસ્ત

તથા એનો દેખાવ સુંદર હોવાથી બેટ પ્રખ્યાત થયોછે. મુખ્ય નદી મેડીના.

| | |
|---|---|
| ન્યુપોર્ટ. વેટંનોર, કૌસ, રૈડ. સાંડૌન. | વેટ બેટનાં મોટાં શેહેરછે. |

માનબેટ. એ ઐરિશ સમુદ્રમાં આવેલોછે. તે ૩૩ મૈલ લાંબો અને ૧૨ મૈલ પોહોળોછે. ઇશાન કોણથી નૈરૂત કોણ સુધી ઊંચા પર્વતની હારછે. સૌથી ઊંચુ શિખર "સ્નાફૅલ" છે. સિસાની, જસતની, અને ત્રાંબાની ખાણોછે. જમીન રસાળ નથી, પણ લોકો બહુ મેહેનત લઇ ખેતીનું કામ કરેછે માટે હાલ ચઢતી દશામાંછે.

# સ્કાટલાંડ દેશ.

## ઉત્તરનાં દશ પરગણાં.

| નામ. | મુખ્ય શહેર. | કઈ નદી કે અખાતને કાંઠે. | બીજાં મોટાં શેહેર. |
|---|---|---|---|
| શેટલાંડ. | લરિક. | કર્કૂવલઅખાત. | ડનરોસનેસ. ઉન્સ્ટ. |
| ઓર્કુની. | કર્કૂવલ. | | સ્ટ્રોમનેશ |
| કેતનેસ. | વિક. | વિક. | થરસો, કાસલટૌન. |
| સદરલંડ. | ડોરનક. | ડોરનક ફર્થ. | ગોલ્સપી, કીચ |
| રોસ અને ક્રોમારટી. | ડિંગ્વલ. | ક્રોમારટીફર્થ. | સ્ટોરનોવે, ટેન. |
| ઇનવરનેસ. | ઇન્વરનેસ | નેસ. | ફોર્ટ વિલ્યમ. |
| નેર્ન. | નેર્ન. | નેર્ન. | ક્રોય. |
| એલ્જીન કે મોરે. | એલજીન. | લોસી. | ફોરેસ, ગ્રાનટન. |
| બાન્ફ. | બાન્ફ. | ડોવરન. | પોર્ટસોય, બકી, કીત. |
| આબરડીન. | આબરડીન. | ડી. | પીટરહેડ, ફ્રેસરબર્ગ, ઇનવરયુરી. |

**લેરિક** એ શેટલાંડ બેટનું મુખ્ય શહેર અને ગ્રેટબ્રિટનનું સૌથી ઉત્તરમાં આવેલું બંદર છે. મુખ્ય ધંધો માછલી પકડવાનો છે.

**કર્કવલ.** એ ઓર્કનીનું મુખ્ય શહેર અને બંદર છે. સ્કાટલાંડમાં ફક્ત બે વગર બિગાડનાં કથીડ્રલ છે તેમાંનું એક કર્કવલમાં અને બીજું ગ્લાસગોમાં છે. મુખ્ય નિકાશ, માછલી, ચરબી અને ચામડાં. દરવરસે ૧૪ દહાડા સુધી મેળો ભરાય છે ત્યારે બહુ વેપાર અને કામ ચાલે છે.

**વિક.** એ કેથનેસના કાંડાપર બંદર છે. હેરિંગ માછલીના વેપારનું મથક છે.

**થરસો.** એ સ્કાટલાંડમાં સર્વથી ઉત્તરે આવેલું બંદરછે.

**ડોરનક.** એ બ્રિટિશ બેટમાં સૌથી નાનું શહેરછે.

**સ્ટોરનાવે.** એ લૂઇસ બેટ જે રોસ અને ક્રોમારટીમાં ગણાય છે તે બેટપરે આ શહેર વસેલું છે. માછલી પકડવાનું મોટું સ્થળ છે.

**ક્રોમારટી.** એ નાનું બંદરછે. તેમાં શણનાં લૂગડાંનાં કારખાનાં છે.

**ઈનવરનેસ.** એ હૈલંડસની જૂની રાજધાનીનું શહેર અને અગત્યનું બંદર છે. શણ તથા ઉનનાં લૂગડાંનાં કારખાનાં છે. ઇનિવરનેસ પ્રાંતમાં હારિસ, નોર્થ, તથા સૌત વિસ્ટ, તથા બેનબીકૂલા એ ચાર બેટો ગણાય છે.

**પોર્ટરી.** એ સ્કાઈ બેટનું મુખ્ય શહેર છે. તેમાં મુખ્ય ધંધો માછલી પકડવાનો છે.

**નેર્ન.** એ મોરે ફર્થના કાંઠાપર બંદર છે. તેની હવા ઘણીજ માફક અને તંદુરસ્ત છે.

**એલજીન.** આ શહેર અનુકુળ સ્થળે વસેલું છે. ત્યાં એક શોભાયમાન કથીડ્રલનાં ખંડેર છે. આખો પ્રાંત એટલો રસાળ છે કે તેને સ્કાટલાંડની વાડી કહે છે.

**બાન્ફ.** એ નાનું બંદર છે. ત્યાંથી ઢોર, અનાજ અને માછલી, લંડનના બજારમાં મોકલે છે.

**પોર્ટસોય.** એ નાનું પણ ચઢીઆતું બંદર છે. માછલી, અનાજ, શણ તથા ઉનનાં લૂગડાંનો સારો વેપાર ચાલેછે. શહેરની થડમાં ખાણમાંથી "પોર્ટસોય મારબલ" કરીને એક અતિ સુંદર અને નામાંકિત જાતનું ખનિજ પદાર્થ નીકળે છે. વળી લાલ રંગના "ગ્રાનીટ" પથ્થર જે યૂરોપમાં કોઈ બીજે ઠેકાણે જડતા નથી તે પણ મળે છે. સૂનાના પથ્થરા અને બીજી વસ્તુ આ ખાણમાંથી નીકળેછે.

**આબરડીન.** એ સ્કાટલાંડની પૂર્વે અગત્યનું બંદરછે. એ શહેર સારી રીતે બાંધેલુંછે. તેનો દેખાવ શોભાયમાન છે. તેમાં વેપાર તથા કારીગરીનાં કામ થાયછે, તથા વિદ્યાને માટે પણ પ્રસિદ્ધછે. મુખ્ય નિકાશ-ઢોર, માછલી અને ગ્રાનીટ-ઉનનાં શણનાં અને સૂતરાઉ કાપડનાં કારખાનાંછે વહાણ અને યંત્ર પણ બનેછે.

**બાલમોરલ.** એ હેલંડસમાં મહારાણી વિકટોરીઆનું માનીતું રહેવાનું ઠેકાણુંછે. આબરડીનથી પશ્ચિમમાં ૪૫ મૈલ દૂરછે.

**પીટરહેડ.** એ આબરડીનની ઉત્તરે આબાદીવાળું બંદરછે. "ગ્રીનલંડવ્હેલ" તથા "સીલ" નામે માછલી પકડવાનું મથકછે.

## ૧૦ મધ્ય પ્રાંત.

| નામ. | મુખ્ય શેહેર. | કઈ નદીને કાંઠે. | બીજા અગત્યનાં શેહેર. |
|---|---|---|---|
| કિનકારડીન, કેમ્યનસ. | સ્ટોનહેવન. | કારન. | લોરેન્સ કર્ક. |
| ફોરફાર કે આંગસ | ફોરફાર. | | ડંડી, આરબ્રત, મોંટરોસ બ્રેકીન. |
| પર્થ. | પર્થ. | ટે. | ક્રિફ, ડમબ્લેન, કિનકાર્ડિન. |
| આરગૈલ. | ઈનવરેરી. | લોકફૈન. | કાંબલટન, ડનૂન, ઓબન. |
| બ્યૂટ. | રાથસે. | | મિલપોર્ટ. |
| ડમબારટન, કે લેમોકસ. | ડમબાર્ટન. | લીબન. | કરકિનટિલક, હેલન્સબરો. |
| સ્ટરલિંગ. | સ્ટરલિંગ. | ફોર્થ. | ફાલકર્ક આલવા, બાનકબર્ન |
| કલાકમનાન. | કલાકમનાન | બ્લેકડૌન. | આલો, ડોલર, ટિલીકૂલટ્રી. |
| કિનરોસ. | કિનરોસ. | લોકલીવેન | મિલનાથોર્ટ. |
| ફૈફ. | કયૂપાર. | ઈડન. | કરકાલડી, ડનફર્મલીન, સેંટઆંડ્રૂજ. |

**સ્ટોનહેવન.** એ બંદરછે અને માછલી પકડવાની જગ્યાછે, સુતરાઉ તથા શણનાં લૂગડાંનાં કારખાનાંછે. "ડનોહર" નામે કિલ્લો ત્યાંથી ૧½ મૈલ ઉપરછે.

**ફોરફાર.** મુખ્યત્વે કરીને એ શણનાં લૂગડાંનાં કારખાનાંને માટે પ્રખ્યાતછે. ડંડી સાથે શણના વેપારમાં રોકાયુંછે.

ડંડી. એ ફર્થ ઓફટેને કિનારે અગત્યનું બંદર છે અને સ્કોટલાંડનું ત્રીજું મોટું શેહેર છે. તથા જાડાં શણનાં લૂગડાંનાં કારખાનાંનું મથક છે અહીં વહાણ બંધાય છે અને યંત્રો બને છે.

આરબ્રાત કે }
આબરબ્રોથિક. } એ મોટું અને ચઢીઆતું બંદર છે, એમાં ઘણી જાતનાં કારખાનાં છે.

મંટરોસ. એ સ્કોટલાંડમાં પરદેશ સાથેના અનાજના વેપારનું સૌથી મોટું બંદર છે.

પર્થ. ઇ. સ. ૧૪૪૦ સુધી એ સ્કોટલાંડની રાજધાનીનું શહેર હતું, બ્રિટિશ બેટમાં શોભાયમાન વસેલાં શહેરોમાં આ ગણાય છે. સૂતરાઉ તથા શણનાં લૂગડાંની બનાવટ, લોઢાનું કામ અને વહાણ બાંધવાનું કામ આ શહેરમાં ચાલે છે.

સ્કોન. એ પર્થની ઉત્તરમાં છે. અહીં અસલના વખતમાં સ્કોટ્લાંડના રાજાઓને રાજ્યાભિષેક કરતા, વળી અહીં સન ૧૪૩૭ માં પહેલા જેમ્સ રાજાની હત્યા થઈ.

ઇનવેરેરી. એ દરિઆ કિનારે બંદર છે, તે હેરિંગ માછલીના વેપારમાં રોકાયલું છે.

કેમ્પલટાઉન. એ કાંટૅર દ્વીપકલ્પને કાંઠે એક બંદર છે, અને આર્ગાઇલ પ્રાંતનું સૌથી મોટું શહેર છે. એ "વિસ્કી" નામે એક જાતના દારૂને માટે પ્રખ્યાત છે.

ઓબાન. એ ફર્થ ઓફ્ ફોર્થના કાંઠાપર બંદર છે. અને ઉનાળામાં આસપાસના બેટના પ્રવાસીઓને મુકામ કરવાની મુખ્ય જગા છે.

ગ્લેંકો. એ ઓબાનની ઉત્તરે છે. અહીં સન ૧૬૯૨ માં "માકડોનલ્ડ" નામના એક મોટા કુટુંબની કતલ થઈ માટે ગ્લેંકો પ્રખ્યાત છે.

રોથ્સે. એ દરિઆમાં નહાવાનો પ્રખ્યાત જગ્યા છે. એમાં સૂતરાઉ લૂગડાંનાં કારખાનાં અને વહાણ બાંધવાની જગા છે.

**ડંબાર્ટન.** એ લીવેન નદીના કાંઠાપર બંદર છે. એનો કિલ્લો ઇતિહાસમાં પ્રખ્યાત છે. એમાં લોઢાનાં તથા લાકડાનાં વહાણ બનાવવાનાં અને એન્જીન બનાવવાનાં કારખાનાં છે; અને દોરી પણ બને છે.

**સ્ટરલિંગ.** એ જાનું શેહેર છે. એનો કિલ્લો પ્રખ્યાત છે. સૂતરાઉ અને ઉનનું કાપડ, સાબુ, અને ધાતુના ગુણવાળું તેલ બને છે. એ શેહેરની પાસે સન ૧૨૯૭ માં મોટી લડાઈ થઈ હતી.

**બેનકબર્ન.** આ શેહેરમાં સન ૧૩૧૪માં લડાઈ થઈ હતી.

**ફાલ્કર્ક.** એમાં મોટું ઢોરનું બજાર છે તેથી શેહેર પ્રખ્યાત છે. સન ૧૨૯૮ અને ૧૭૪૬ માં અહીં લડાઈ થઈ હતી. એની થડમાં લોઢાનાં કારખાનાં છે.

**ક્લાકમનાન.** એ ફર્થ ઑફ ફોર્થના કાંઠાથી ૨૦૦ ફીટ ઊંચી ટેકરીપર વસેલું બંદર છે.

**અલ્લોઆ.** એ મોટું શેહેર અને બંદર છે. અહીં વહાણ બાંધવાની જગા અને દારૂ ગાળવાની ભઠ્ઠી છે, તથા કોયલા અને સૂતરાઉ તેમજ શણના કાપડનો મોટો વેપાર ચાલે છે.

**ક્યુપાર.** આ શેહેર અસલના વખતમાં સ્કોટલાંડના રાજાને રહેવાનું ઠેકાણું હતું.

**ડનફર્મલીન.** આ શેહેરમાં એક સુંદર મુનીવાસ છે. જેમાં પ્રખ્યાત રોબર્ટ બ્રુસને દાટ્યો છે. સ્કોટલાંડના ઇતિહાસમાં ડનફર્મલીન વિષે ઘણીવાર વાંચવામાં આવે છે. ઝીણાં શણનાં લૂગડાંનાં, લોઢાનાં અને સાબુ બનાવવાનાં કારખાનાં તથા દારૂ ગાળવાની ભઠ્ઠી છે.

**કરકલ્ડી.** એ ફૈફ પરગણાનું સૌથી મોટું શેહેર અને બંદર છે. એમાં એક શેરી છે. તે એક છેડાથી બીજા છેડા સુધી ૪ મેલ લાંબી છે તે કારણથી કરકલ્ડીને "લાંબું શ-

હેર" કહે છે. એમાં શણનાં લૂગડાંનાં અને લોઢાનાં કારખાનાં છે. તેની પડોશમાં કોયલાની મોટી ખાણો છે.

સેંટઆંડ્રૂજ. સ્કાટ્લાંડમાં સૌથી જૂનું યુનિવરસિટિનું શહેર છે.

## १३ दक्षिणे आवेला प्रांत.

| નામ. | મુખ્ય શહેર. | કઈ નદીને કાંઠે. | બીજાં અગતનાં શહેર. |
|---|---|---|---|
| રેનફ્રુશાયર. | રેનફ્રુ. | ક્લેડ. | ગ્રીનોક, પેસ્લી, પોર્ટગ્લાસ્ગો જોનસ્ટન. |
| એર. | એર. | એર. | કિલમારનક, અરવીન, ગરવન. |
| લેનાર્ક. | લેનાર્ક. | ક્લેડ. | ગ્લાસ્ગો, એરડી, હામીલ્ટન, રથરગ્લેન. |
| લિનલિતગો કે વેસ્ટલોથ્યન. | લિનલિતગો | | બાતગેટ, બારોસ્ટોનનેસ ક્રોફ્ટહેડ. |
| એડિનબરો કે મિડલોથ્યન. | એડિનબરો | ફર્થ ઓફફોર્થ | લીથ, મસલબરો, ડાલ્કીત, પોર્ટોબેલો. |
| હેડીંગટન કે ઈસ્ટલોથ્યન. | હેડીંગટન. | ટાઈન. | ડુંબાર, પ્રેસ્ટનપાન્સ, ટ્રેનેંટ |
| બેરિક કે મર્સ. | ગ્રીનલો. | બ્લાક આડર | ડન્સ, ઐમત. |
| રોક્સબરો. | જેડબરો. | જેડ. | હેવિક, કેલસો, મેલરોસ. |
| સેલ્કર્ક કે એટ્રિક ફોરેસ્ટ. | સેલ્કર્ક. | એટ્રિક. | ગાલાશીલ્સ. |
| પીબલ્સ પોકેટ્વીડ | પીબલ્સ. | ટ્વીડ. | ઈનરલીદન. |
| ડેલ ડુંફ્રીઝ. | ડુંફ્રીઝ. | નિત. | આનન, લાંગહોમ. |
| કરક્યુડબ્રીટ કે ઈસ્ટ ગાલોવે. | કરકુડબ્રીટ. | ડી. | ન્યુટનસ્ટુઅર્ટ. કાસલ ડગ્લાસ. |
| વિગટન કે વેસ્ટ ગાલોવે. | વિગટન. | બ્લાડીનક. | સ્ટ્રાનરૈર વિતોર્ન. |

**પેસ્લી.** આ શહેરમાં શાલ બનાવવાનાં અગત્યનાં કારખાનાંછે. એ શાલ બહુ વખાણાયછે.

**ગ્રીનોક.** એ ક્લૈડનદીના મૂખઆગળ મોટું બંદર છે. બ્રિટિશ રાજ્યમાં સારામાં સારી ગોદી ગ્રીનોકની છે. મુખ્ય ધંધો—ખાંડ સાફ કરવાનો અને વહાણ બાંધવાનો છે.

**પોર્ટગ્લાસ્ગો.** એ ક્લૈડ નદીના કાંઠા ઉપર બંદરછે. અમેરિકાજોડે ઇમારતી લાકડાનો વેપાર ચલાવે છે અહિ વહાણ પણ બંધાય છે.

**એર.** એ શોભાયમાન બંદર છે. મુખ્ય નિકાસ— કોયલા, લોઢું, અને ગ્લાસ્ગોમાં બનેલો માલ.

**કિલ્માર્નક.** એ આ પ્રાંતનું સૌથી મોટું શહેર છે. એમાં શેત્રંજી, બૂટ, અને ઉનના દોરાનાં મોટાં કારખાનાંછે.

**ગ્લાસ્ગો.** એ સ્કોટ્લાંડમાં સૌથી મોટુ શહેર ક્લૈડનદીને કાંઠેછે. એ યુનિવરસિટિ અને બીજાં વિદ્યાસંબંધી "ઇન્સ્ટીટ્યુશન" (ખાતાં) નું સ્થળછે. તેમજ સૂતરાઉ કાપડ વહાણ અને યંત્રના વેપારનું મથકછે એની પડોશમાં લોઢાની અને કોયલાની ખાણોછે.

**લિન્લિથ્ગાં.** એમાં એક રાજમહેલછે, જેમાં સ્કોટ્લાંડની રાણી મેરીનો જન્મ સન. ૧૫૪૨માં થયો હતો. તે મહેલનાં હાલ ખંડેર માલમ પડેછે.

**બાતગેટ.** એ લિનલિથગો પ્રાંતનું સૌથી મોટું અને નવું શહેર છે. "પારાફિન" તથા ધાતુના ગુણવાળા તેલનું મથક છે.

**એડિનબરો.** એ સ્કોટલાંડની રાજધાની લંડનથી ૩૭૫ મૈલ દૂરછે. એ ત્રણ ટેકરી ઉપર બાંધેલુંછે. સુંદર દેખાવને માટે એ આખા ગ્રેટબ્રિટનમાં લગભગ સૌથી અનુકૂળ જગ્યાએ વસેલું છે. એડિનબરોમાં જૂનું અને નવું શહેર

એવા બે ભાગછે. જૂનું શહેર ઊંચી ટેકરી પર બાંધેલું છે. અને એનાં ઘર બહુજ ઊંચાં છે. નવા શહેરની શેરી તથા ચોક રીતસર છે. યુનિવર્સિટિમાં "મેડીકલ સ્કૂલ" નામાંકિતછે. કાયદાની કોર્ટ, ધર્મ વિદ્યાની કોલેજ, પ્રખ્યાત નિશાળો, અને વિદ્યાકળા પ્રકરણસંબંધી ખાતાનું એડિનબરો મથક છે. ઈમારતોમાં કિલ્લો, જ્યાં સ્કોટલાંડના રાજા રહેતા હતા તે તથા હોલીરૂડ પેલેસ, (મહેલ) અને સેન્ટ જેમ્સ કથીડલ, એ મુખ્ય છે. અહિં ઝાઝો વેપાર ચાલતો નથી. એડિનબરોનું બંદર લીથ છે.

**લીથ.** એ ફર્થ ઓફ ફોર્થના કાંઠાપર એડિનબરોથી દોઢ મૈલ પરછે. દેશાવર ખાતે અનાજ મોકલવાનું આ મથક છે. ત્યાં વહાણ અને યંત્રનાં કારખાનાં છે.

**હેડિંગ્ટન.** એ ટાઇન નદીને કાંઠે હેડિંગ્ટન પ્રાંતનું મુખ્ય શહેર છે.

**ડંબાર.** અહિં ઈ.સ. ૧૬૫૦માં બીજા ચાર્લ્સ અને ક્રોમવેલની વચ્ચે લડાઈ થઈ તેમાં બીજો ચાર્લ્સ જય પામ્યો.

**પ્રેસ્ટનપાન્સ.** એમાં કાણુમાછલી પકડવાનો મુખ્ય ધંધો છે. અહિં સન ૧૭૪૫ માં લડાઈ થઈ હતી.

**ગ્રિનલા.** એ બ્લાક આડર નદીને કાંઠે બેરીક પ્રાંતનું મુખ્ય શહેર છે.

**ડન્સ.** એ બેરિકનું સૌથી મોટું શહેર છે.

**હાવિક.** એમાં ઉનનાં લૂગડાંનાં, જમીનપર પાથરવાની "ડ્રુગેટ" નામની એક જાતની શેતરંજીનાં અને ચામડાનાં ઉપયોગી કારખાનાંછે.

**મેલરોસ.** એ એક સુંદર દેવળનાં ખંડેરને માટે જાણવા લાયકછે.

**એબટસફોર્ડ.** એમાં સર વાલ્ટર સ્કોટ નામે સ્કોટલાંડ-

નો પ્રખ્યાત ગ્રંથકર્ત્તા રહેતો હતો.

**સેલ્કર્ક.** એમાં સરવાલ્ટર સ્કોટ અને મંગોપાર્ક, (આફ્રિકાદેશના પ્રખ્યાત પ્રવાસી) આ બે મોટા માણસના પાળીઆ કે મૂર્તિછે. અહીં કામળીઓ, ગરમ લૂગડાં, અને મોજાંનાં કારખાનાં છે.

**ડંફ્રીઝ.** આ શહેરમાં મોજાં, ગરમ લૂગડાં, ચામડાં, અને જોડાનું કામ ચાલેછે. સ્કાટલાંડના બર્ન્સ કવિને અહીં દાટેલો છે.

## આયર્લાંડ.

**ડબ્લિન.** એ લીફી નદીના મૂખ આગળ બંદર છે. આયર્લાંડનો અધિકારી જેને લોર્ડ લેફ્ટેનેટ કહેછે તે અહીં રહેછે. ધર્માધ્યક્ષ અને યુનિવર્સિટિનું સ્થળછે. એનાં બે સુંદર કથીડ્રલ, ઘણાં દેવળ, કિલ્લો, કોલેજ, બેંક, ટપાલ ઓફિસ કસ્ટમહાઉસ, પૂતળાં, મેદાન કે "પાર્ક" મુખ્યત્વે ફિનિક્સપાર્ક, આ બધાને લીધે ડબ્લિન શહેર બ્રિટિશ રાજ્યનાં શોભાયમાન શહેરોમાં ગણાયછે. "પોપલીન" નામનું ગલિ સૂતરાઉ કાપડ અને "પોરટર" નામનો દારૂ અહીં બનેછે. નેલ્સન અને વેલિંગ્ટનના પાળીઆ કે પૂતળાં એ શહેરમાં જોવા લાયક છે. વેલિંગ્ટનનો પાળીઓ ૨૧૦ ફીટ ઉંચોછે.

**બેલફાસ્ટ.** એ અલ્સ્ટર પ્રાંતનું મુખ્ય શહેર અને આયર્લાંડમાં બીજા નંબરનું અગત્યનું શહેર તથા બંદર છે. બેલફાસ્ટનાં શણનાં અને સૂતરાઉ લુગડાં દુનિઆમાં નામાંકિત થઈ ગયાંછે. એ લૂગડાંની બનાવટનું મથકછે. બેલ્ફાસ્ટમાં એક "કવીન્સ કોલેજ" અને બીજાં કેળવણી સંબંધી ઇન્સ્ટિટ્યુશન (ખાતાં) છે.

**આંટ્રિમ, લિસબર્ન, ન્યુટન, આરમા, પોર્ટાડૌન.**

**આડર્સ, ડૌનપાટ્રિક ન્યુરી, લરગન, કોલોરેન.**

એ શહેરો બેલફાસ્ટ સાથે શણનાં લૂગડાં વણવાના વેપારથી જોડાયાં છે.

કાર્ક એ આયર્લાંડમાં ત્રીજા નંબરનું શહેર અને દક્ષિણકાંઠાપર અગત્યનું બંદર છે. એ શહેરથી ૧૧ મૈલ નીચે એક અપ્રતિમ બારૂ છે. એ નૌકાસૈન્યનું સ્થાન અને ક્વીન્સ કોલેજનું મથક છે. દારૂ કાઢવાની ભઠ્ઠી, લોઢું, કાચ, અને ચામડાનાં કારખાનાં છે.

લિમરિક. એ આટ્લાંટિકથી ૫૦ મૈલ દૂર છે, આયર્લાંડની પશ્ચિમમાં ખોરાકના વેપારનું મથક છે. પુષ્કળ અનાજ, લોટ, માખણ,અને માંસ.દેશાવરખાતે મોકલવામાં આવે છે. શણનાં લૂગડાં, કોર અને માછલી પકડવાના ગલ બનાવવાનાં કારખાનાં છે. એ શહેર શાનન નદીમાં એક બેટપર અને નદીના બેઉ પડખાપર બાંધેલુંછે.

લંડનડરી. એ આયર્લાંડની ઉત્તરમાં મુખ્ય બંદર છે. યુરોપીઅનો ખાતી વખત જે શણનાં લૂગડાં ટેબલપર પાથરે છે તે અહીં બને છે. સન૧૬૮૯માં આ શહેર ઉપર ૧૦૫ દિવસસુધી ઘેરો ઘાલેલો હતો.

વાટરફોર્ડ. એ આયર્લાંડના અગ્નિ ખુણામાં છે. અહીં ખોરાકની અગત્યની વખારો છે.—મુખ્ય—નિકાસ—ઢોર, સૂતરાઉ કાપડ, ખેતીની પેદાશ, દુધ, માખણ ઇત્યાદી.

કિંગ્સ્ટન. એ ડબ્લિન અખાતના કાંઠાપર બંદર છે. અને ડબ્લિનથી સાત મૈલ દૂર છે. એ હવા ખાવાની માનીતી જગ્યા અને આયર્લાંડ તથા ઈંગ્લાંડ વચ્ચેની ટપાલનું સ્ટેશન છે.

ગોલ્વે. એ બંદર ને "ક્વીન્સકોલેજ"નું એક સ્થાન છે. અહીંથી દેશાવરખાતે પુષ્કળ ખોરાક મોકલવામાં આવેછે. યુનાઇટેડ સ્ટેટસમાં ન્યુયાર્ક જવાનું આ એક બંદર છે.

**કિલકેની.** એ શોભાયમાન રીતે વસેલું શેહેર છે. એની શેરીઓમાં કાળા આરસપહાણના પથરાથી ફરસબંધી કરીછે. ખોરાકનો વેપાર ચાલેછે. એમાં ચામડાં સાફ કરવાનાં કારખાનાં, દારૂ કાઢવાની ભઠી, અને લોટ દળવાની વરાળથી ચાલતી ઘંટીઓ છે; તથા આરસપહાણનું કામ સારૂ થાયછે.

**ડોહેડા.** એ બોઇન નદીને કાંઠે બંદર છે. એમાં બીર કાઢવાની ભઠી અને સૂતરાઉ લૂગડાં બનેછે. સન ૧૬૯૦ માં બોઇનની લડાઈ અહીંથી બે મૈલ પશ્ચિમ તરફ થઈ હતી.

**વેક્સફોર્ડ.** એમાં આયર્લાંડના ખેતીની પેદાશનો વેપાર ચાલે છે. અહીં વહાણબાંધવાની જગા છે.

**ન્યુરી, સ્લીગો, ટ્રલી, અને ડંડાક.** એ બંદર છે.

## આયર્લાંડને લગતા બેટ.

**કિલયરબેટ.** એ નૈરૃત્ય ખૂણામાં બે મૈલ લાંબો અને ¾ મૈલ પોહોળો છે. એમાં અગત્યની દીવાદાંડી અને તાર ઓફીસ છે.

**વાલેનશ્યા.** એ પશ્ચિમ કિનારે, આયર્લાંડના બેટમાં સૌથી રસાળ ગણાય છે. એ પાંચમૈલ લાંબો અને બે મૈલ પોહોળો છે. એમાં સ્લેટ પથ્થરની ખાણો છે. સ્પેનના લોકે એ નામ પાડયું છે.

**આરન બેટ.** એ ગાલવે અખાતમાં ત્રણ બેટ મળીને થએલો છે. એના જમીન બહુ રસાળ છે. બટાટા, જવ, અને ઓટ નામનું અનાજ થાય છે.

**આખીલ.** આયર્લાંડનાં બેટમાંનો સૌથી મોટો બેટ છે. એનું ક્ષેત્રફળ ૭૦ ચોરસ મૈલ છે. એ બેટ પહાડી છે. મુખ્ય શિખરસ્લીવ ક્રોગન ૨૨૨૨ ફીટ ઊંચું છે.

## નાર્વે.

**ક્રિસ્ટીઆના.** આ નામ પડવાનું કારણ એ કે એ શેહેર

ડેમાર્કના ચોથા રાજા ક્રિસ્ટીઅને વસાવ્યું હતું. ક્રિસ્ટીઆના અખાતના ઉત્તર છેડે શોભાયમાન દેખાય છે. એનો સ્વીડન સાથે રેલવેનો સંબંધ છે. એમાં યુનિવર્સિટિ અને લાઇબ્રેરી અગત્યનાં છે. પણ બીજી સારી બાંધણી નથી. અહીં ઉનનાં લુગડાં બને છે. અને લોઢાનાં કારખાનાં તથા દારૂ કાઢવાની ભઠ્ઠી છે. માછલી અને ઇમારતી લાકડાંનો વેપાર ચાલે છે.

**બરજેન.** એ અસલના વખતમાં મુખ્ય શહેર હતું. હાલએ નોર્વેનું મુખ્ય બંદર અને વેપારનું મથકછે. એની ત્રણ બાજુએ ડુંગર આવેલા છે. આખા યૂરોપમાં બરજેન સૌથી સરદીવાળું શહેર છે. તેમાં વરસમાં ૭૩ ઇંચ વરસાદ વરસેછે.

**ટ્રાંડહેમ.** એ ટ્રાંડહેમ અખાતને દક્ષિણ કિનારે અને નિડ નદીના મૂખ આગળ નોર્વેની જૂની રાજધાનીનું શહેરછે. એની બાંધણી સારી નથી, એનાં કથીડ્રલમાં હાલ નોર્વેના રાજાને રાજ્યાભિષેક કરેછે. અહીંથી સૂકવેલી માછલી, ઇમારતી લાકડાં અને ત્રાંબું પરદેશ મોકલવામાં આવેછે.

**સ્ટાવાંજર.** એ નોર્વેનાં જૂનાં શહેરોમાંનું એક છે. એનું કથીડ્રલ પ્રખ્યાતછે, ને તે માછલીના બહોળા વેપારનું મથક છે.

**ડ્રામેન.** એ ડ્રામેન નદીના મૂખ આગળ શોભાયમાન બંદરછે. એમાં કેળવણી ખાતાની ઘણી ઇમારતોછે. ઇમારતી લાકડું, લોઢું અને રાળનો મોટો વેપાર ચાલેછે.

**ક્રિસ્ટિઅનસાંડ.** એ નોર્વેની દક્ષિણે સુંદર બંદર અને નોર્વેમાં ચોથા નંબરનું શહેર ગણાય છે. આ શહેરના લોકનું કદ ૬ ફીટ કરતાં વધારે હોવાને લીધે પ્રખ્યાતછે. લોબસ્ટર નામની માછલીનો મોટો વેપાર ચાલેછે.

**હોર્ટેન.** એ ક્રિસ્ટિઆના અખાતપર નૌકાસેનાનુંમથકછે.

ફ્રેડરીકસબર્ગ. એ નાવિક નિશાળ અને નૌકાસૈન્યનું સ્થળ છે.

ફ્રેડરીકશાલ્ડ. એમાં પ્રખ્યાત કિલ્લોછે.

રોરોસ. ટ્રાંડહેમના અગ્નિ કોણમાં નોર્વેના ત્રાંબાના વેપારનું મથક છે.

અલ્ટેનગાર્ડ. એનો કાંઠો બહુ નીચો હતો, માટે બાંધીને ઊંચો કર્યો તેથી જાણવા લાયક છે.

હેમરફેસ્ટ. એ યૂરોપખંડમાં સૌથી ઉત્તરમાં આવેલું શહેર છે.

## નોર્વેને લગતા બેટ.

લોફોડનસમુહ. એ નોર્વેના પશ્ચિમ કાંઠાથી આશરે ૬૦ મૈલ દૂર લગભગ ઉજ્જડ બેટછે. એમાં ૪૦૦૦ માણસની વસ્તીછે. પણ "કોડ" અને હેરિંગ, માછલીને પકડવાની મોસમમાં નોર્વેથી સુમારે ૩૦૦૦૦ માછીઓ ત્યાં જાય છે. કોડ માછલીનું તેલ ઘણુંજ ઉપયોગી અને સારૂં છે. ક્ષયરોગવાળા માણસને એ પીવાથી બહુ ફાયદો થાયછે. લોફોડન સમુહમાંના "મોસકીનો" અને "વારો" નામે બેદક્ષિણ તરફ આવેલા બેટની વચ્ચેના પાણીમાં વમળછે. આ વાત ઘણા વરસ સુધી ખરી માનતા અને હાલ પણ કેટલાક લોક માનેછે પણ ત્યાંના માછીઓ જ્યાં ભમરા (વમળ) કહેવાય છે ત્યાં થઇને પોતાની નાની હોડીમાં બેસીને સહીસલામત આવજા કરેછે તે ઉપરથી માલુમ પડેછે કે ત્યાં ભમરા (વમળ) હોયજ નહિ.

## સ્વીડન.

સ્ટોકહોમ્ =(ઢગલાનો બેટ) એ સ્વીડનની રાજધાની, મુખ્ય બંદર અને વેપારનું મથક છે. શહેર થોડુંક કાંઠાપર

અને થોડુંક પાસે પાસે આવેલા કેટલાક બેટ ઉપર શોભાયમાન રીતે મીલર સરોવરને પૂર્વ છેડે વસેલું છે. શહેરના ભાગ છૂટા ન પડે માટે ઠેકાણે ઠેકાણે પૂલ બાંધીને એકાકાર કર્યું છે. નોર્વે અને દક્ષિણ સ્વીડન સુધી રેલવે બાંધેલી છે. સાર્વજનિક ઈમારતમાં રાજ્ય મહેલ અને કથીડ્રલ મુખ્ય ગણાયછે. ગણિત શાસ્ત્રને લગતાં યંત્ર, ઘડીઆળ, રેશમ, તથા ઉન અને સૂતરનાં લૂગડાંનાં કારખાનાં છે.

**ગોટ્નબર્ગ.** એ સ્વીડનમાં બીજા નંબરનું શહેર, કાટિગાટના કાંઠાપર અને ગોતા નદીના મૂખઆગળ છે. એ અગત્યનું બંદર અને વેપાર ઠેકાણું છે. અહીંથી સ્ટોકહોમ અને નોર્વેમાંના ક્રિશ્ટિઆના સુધા રેલવે બાંધેલી છે. સ્ટોકહોમની પેઠે આ શહેર લાકડાના મોટા થાંભલાપર બાંધેલુંછે.

**માલ્મો.** એ અગત્યનું બંદર અને વેપારનું શહેર છે. એ સૌંડના કાંઠાપર વસેલું છે, ઉત્તર જર્મની અને ડેન્માર્ક સાથે વેપારનો સંબંધ છે. એ સ્વીડનનાં મજબૂત શહેરોમાંનું એક છે.

**નોરકોપિંગ.** એ અગ્નિકોણના કાંઠાપર મોટાલા નદીના મૂખઆગળ બંદર છે. એમાં જૂદી જૂદી જાતનાં કારખાનાં અને વહાણ બાંધવાનાં સ્થળ છે. લોકો વેપાર અને દરિઆની સફરનો ધંધો કરેછે. મુખ્ય નિકાસ— અનાજ, લોઢું, ઈમારતી લાકડું અને બનાવેલો માલ.

**કાર્લસ્ક્રોના.** આ શહેર બાલ્ટિક સમુદ્રમાં પાંચ નાના બેટપર બાંધેલું છે. એ નૌકાસેનાનું સ્થળ છે. અહી મુખ્ય નાવિક તોપખાનું અને નાવિક નિશાળછે.

**ગેફ્લ.** આ શહેર અસલના વખતમાં બહુ સુંદર હતું. એ બોથ્નિઆ અખાતના કાંઠાપર ગેફ્લ નદીના મૂખઆગળ આવેલુંછે. મુખ્ય ધંધો વહાણ બાંધવાનો છે.

**અપ્સલા.** એ ઓલા નદીના કાંઠાપર સ્વીડનની જૂની રાજધાની હતી. હાલ એ સ્વીડનમાં ધર્મનું મુખ્ય શહેર અને યુનિવર્સિટિનું મથક છે. એમાં એક સુંદર કથીડ્રલ અને કિમતી લાઈબ્રેરીછે,

**જોનકોપિંગ.** એ શહેર વેટર સરોવરને દક્ષિણ છેડેછે. એમાં એક મોટું તોપખાનું છે.

**લંડ.** આ શહેર માલ્મોના ઈશાન કોણમાં ૧૪ મૈલ દૂરછે તથા સ્વીડનની બીજી યુનિવર્સિટિનું શહેર છે.

**સંડસવાલ, હ્યુકિકસવાલ, હરનોસાંડ, ઉમીઆ, કાલમાર, વારબર્ગ, ક્રિસ્ટિઅનસ્ટાડ, હેલ્સીંગબર્ગ, ઈસ્ટાડ.**—એ સ્વીડનનાં કિલ્લાવાળાં મુખ્ય બંદરો મજબૂત છે. સ્ટોકહોમના રક્ષણને માટે બેટ ઉપર કિલ્લો બાંધેલોછે. એમાંનો મુખ્ય વેક્સોમનો છે. કાર્લસ્કોનાના રક્ષણ સારૂ જબરાં તોપખાનાં છે. ગોટનબર્ગના કિલ્લાનું નામ એલ્ફ્સબર્ગ છે. સ્વીડનનો સૌથી જબરો કિલ્લો વેટર સરોવરના કાંઠાપર વાનાસનોછે.સ્વીડનથી દરવરસે ૧૦૦૦૦૦૦ રતલ દિવાસળી દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

## સ્વીડનને લગતા બેટ

**ઇલાંડ,કે,ઓલાંડ.** આ બેટ અને સ્વીડનની વચ્ચે કાલમાર સામુદ્રધુનીછે. બેટ ૮૫ મૈલ લાંબો અને ૭ મૈલ પહોળો છે. પૂર્વમાં પહાડી અને પશ્ચિમમાં નીચી જમીન છે. મુખ્ય ઉદ્યોગ માછલી પકડવાનો, લાકડા કાપવાનો, અને ઢોર ઉછેરવાનો છે. ઓલાંડમાં એક મૂલ્યવાન ફટકડીની ખાણ છે.

**બોરઘોમ.** પૂર્વકાંઠાપર ઓલાંડનું મુખ્ય શહેર છે.

**ગોથ્લાંડ.** ઓલાંડના ઇશાનકોણમાં લગભગ સ્વીડન

અને રૂશિઆ એ બે દેશની વચ્ચે બાલ્ટિક સમુદ્રમાં આવેલો બેટ છે. એની લંબાઈ ૭ મૈલ છે એની જમીન રસાળ પરંતુ સારીપેઠે ખેડાએલી નથી હવા તનદુરસ્તછે. મુખ્ય પેદાશ ધાન્ય, ઇમારતી લાકડું, મેવા, શાકભાજી, રાળ, આરસપહાણ અને મરડીઆ કાંકરા છે. લોક ઘણુંકરીને માછલી પકડવાનો ધંધો કરે છે.

**વિસબી.** એ ગોથલાંડનું મુખ્ય શહેર પશ્ચિમ કાંઠાપર છે. આ બેટમાં પહેલાં "ગોથ" નામે એક જાતના લોક વસતા. ડેન્માર્કના લોકોએ સન ૧૩૬૧ અને ૧૪૩૭ માં બેવાર કબજે કર્યો ને સન ૧૬૪૪ માં બેટ સ્વીડનને પાછો આપ્યો. સન ૧૮૦૭ માં થોડીવારસુધી આ બેટપર રૂશિઆનો અમલ હતો.

**સેંટબાર્થોલોમ્યુ.** એ વેસ્ટ ઇંડિયામાં સ્વીડનના તાબાનો બેટ છે, ફ્રેંચોએ આ બેટ એમને સન ૧૭૮૪માં આપ્યો.

## ડેન્માર્ક.

**કોપનહેગન.** એ ડેન્માર્કનીનું રાજધાની શહેરછે. વાસ્તવિક જોતાં કોપનહેગનના બે ભાગ છે. એક ઝીલાંડના પૂર્વ કાંઠાપરનો જેને "કોપનહેગન" કહે છે. અને બીજો પાસેના આમાજર બેટપરનો ભાગ જેને "ક્રિસ્ટિઅનહેવન" કરીને કહે છે. બંદર સલામતીવાળું અને મોટું તથા કોટથી મજબૂત કરેલું છે યુનિવર્સિટી અને બીજું કેળવણીસંબંધી ઇન્સ્ટીટ્યુશન એમાં છે. ત્યાં તોપખાનું અને વહાણ બાંધવાનાં સ્થળ છે.

**ઓડેન્સ.** એ ડેન્માર્કમાં બીજા નંબરનું શહેર અને ફ્યુનેન બેટનું મુખ્યશહેર, ઓડેન્સફીઓર્ડ કે અખાતની પાસે છે. એમાં ઉનનાં લૂગડાનાં અને લોહ કામનાં કારખાનાં છે.

**આલબોર્ગ.** એ જટલાંડનું મુખ્યશહેર લિમફીઓર્ડને કાંઠે

ઉદ્યમી બંદર છે. વળી તે ઘણી જાતનાં કારખાનાનું અને હેરિંગ માછલીના વેપારનું મથક છે.

એલ્સીનોર. એ ઝીલાંડના ઇશાન કોણમાં નૌકાસૈન્યનું અગત્યનું સ્થળ છે.

નૈબોર્ગ. એ ફ્યુનેનના પૂર્વકાંઠાપર બંદર છે.

શાંડર્સ. એ જટલાંડમાં બંદર છે.

## ડેન્માર્કને લગતા બેટ.

ઝીલાંડબેટ. એ ડેન્માર્કના તાબાના બાલ્ટિક સમુદ્રમાં મોટામાં મોટો બેટ છે. એની ઉત્તરે ટીસ અખાત છે. દેશ સપાટ ને તેમાં ઘણી નહેર ખોદેલી છે. જમીન રસાળ અને લોક મુખ્યત્વે ખેતીના કામમાં તથા હુન્નરીકામમાં રોકાયલા છે. ઝીલાંડ બેટ પર કોપનહેગન ડેન્માર્કની રાજધાની આવેલીછે.

ફ્યુનેનબેટ. ( સુંદર ) એના ઇશાનખુણમાં ઓડેન્સ અખાત આવેલું છે. ઓડેન્સનદી આ અખાતને મળે છે. મુખ્ય પેદાશ—ધાન્ય, શણ, ઘોડા, ઢોર, દૂધ, માખણ, મેવા અને મધ છે.

સ્વેંડબોર્ગ. એ ઓડેન્સ સિવાય ફ્યુનેનનું મુખ્ય શહેરછે.

લાલાંડ. એ ઝીલાંડની દક્ષિણે નાનો બેટ છે. પેદાશ-લાકડાં, ઘઉં, આપલસ, હોપ્સ અને શણ છે.

ફાલસ્ટર. એ લાલાંડની પૂર્વે છે. ફાલસ્ટર અને લાલાંડની વચ્ચે ગુલ્ડબોર્ગની સમુદ્રધુની છે. જમીન ઘણી રસાળ ને પાણી બહુ મળે છે. ધાન્ય, ઢોર અને મેવા એટલાં બધાં થાય છે કે ફાલસ્ટરને "ડેન્માર્કનો ફળ બાગ" કહે છે.

નૈકોપિંગ. એ ફાલસ્ટરનું મુખ્ય શહેર છે.

બોર્નહોમ. સ્વીડનની દક્ષિણે ઝીલાંડમાં ગણાય છે. એ દેશ પહાડી અને એના કિનારા ખડકવાળા છે. ઘર બાંધ-

વાના પથ્થર ભૂરા રંગના આરસપહાણ, માટી અને કોયલા એ મુખ્ય પેદાશ છે. એમાં શણનાં લૂગડાં, ઘડિઆળ અને માટીનાં વાસણ બને છે.

શેન. એ ઓર્નહોમનું મુખ્યશહેર છે.

## ડેન્માર્કના તાબાના બીજા દેશમાં.

## આવેલાં સંસ્થાન કે બેટ.

ત્રણ સંસ્થાન—ઐસલાંડ, ફેરોબેટ અને ગ્રીનલાંડ.

ત્રણ નાના બેટ— એંટિલીજ સમુહમાં-સાંટાક્રૂજ, સેંટ ટોમસ, અને સેંટ જોન.

ઐસલાંડ. એ ઉત્તર આટ્લાન્ટિક મહાસાગરમાં આવેલોછે અને નોર્વેથી આશરે ૭૦૦ મૈલ દૂરછે. બેટની લંબાઈ ૨૨૦ મૈલ અને પહોળાઈ ૨૧૦ મૈલછે, બેટ બહુ પહાડીછે. આખા ઐસલાંડની જમીનની સપાટીતળે અગ્નિ એટલે જ્યાં ત્યાં જવાળા મુખી પર્વતોછે. તેમાંનો મુખ્ય હેકલા છે. ઉના પાણીનાં ઝરણ જેને ગેસર કહેછે તે વખણાયછે. "ગ્રેટ" કે મોટો "ગેસર" જેના મૂખનો વ્યાસ ૭૦ ફીટછે તેમાંથી પાણીનો સ્તંભ ૫૦ થી તે ૧૫૦ ફીટ સુધી ઉંચે હવામાં ઉપર ચઢેછે. હવા હમેશ બદલાય છે. જમીન રસાળ નથી અને ઘણે ઠેકાણે ઉજડ છે. ધાન્યનો પાક બિલકુલ થતો નથી. બટાટા અને કોબીજ નામનું શાક થાયછે. ઝાડ ભાગ્યેજ નજરમાં આવેછે, તેથી લોકને સરપણ (બળતણ) વાસ્તે બહુ અડચણ પડેછે.

રેકજેવિક. એ ઐસ્લાંડનું મુખ્ય શહેરછે. કેટલાક લાકડાંના ઘર છે, ફક્ત કેથીડ્રલ પથ્થરનું બાંધેલું છે. રેકજેવિકમાં એક કોલેજછે. ઐસ્લાંડનો વેપાર મુખ્યત્વે ડેન્માર્ક સાથેજ ચાલે છે. મુખ્ય નિકાસ-મીઠું સૂકી માછલી, તેલ, ચરબી, ઉન અને પીછાં છે.

આયાતમાલ—લોઢું, સરપણ અને બનાવેલો માલ. લોક સ્કાંડીનેવ્યન છે, તેઓ ઈ. સ. ૮૭૦ માં આ બેટમાં જઈ વસ્યા. લોક ઘણું કરીને કાંઠાપરજ રહેછે. તેઓ હોશીઆર. ભણેલા અને પરોણાગત કરે છે. ડેનિશ ભાષા સમજેછે પણ સ્કાંડીનેવ્યન ભાષાજ બોલેછે, અને પ્રોટેસ્ટંટ ધર્મ માને છે. ઈ. સ. ૧૩૮૦ માં ડેન્માર્કના રાજાએ આ બેટ હસ્તગત કર્યો. એમ કહેવાય છે કે ૯ મા સૈકામાં ઐસ્લાંડના લોકો અમેરિકાનો પૂર્વ કાંઠો શોધી કહાડી ત્યાં વસ્યા હતા.

ફેરો બેટ. એ ઐસ્લાંડની દક્ષિણે આવેલા ૩૫ બેટનો સમુહછે એમાંના ૧૭ બેટમાં વસ્તી છે. મુખ્ય બેટ સ્ટ્રોમો છે. તેના પૂર્વ કાંઠાપર થોરસ્હેવન નામે મુખ્ય શહેર આવેલું છે. ઓસ્ટીરો બેટમાં એક પર્વત ૨૮૬૪ ફીટ ઉંચો છે. અહીની હવા સારી છે. શિઆળામાં બહુ ટાઢ પડતી નથી. જવ અને "ઓટ" નો પાક થાયછે, પણ લોક ઘણું કરીને ઘેટાં ઉછેરવામાં ને માછલી પકડવાનાં કામ કરેછે. ઘેટાનાં ઝીણી ઉનનાં લૂગડાંનાં કારખાનાં છે. લોક સ્કાંડીનેવ્યન વંશનાછે. તેઓ ૯ મા સૈકામાં આ બેટમાં જઈ વસ્યા.

ગ્રીનલાંડ. એ ઉત્તર અમેરિકાના ઈશાન કોણમાં મોટો બેટ છે. ઈ. સ. ૯૮૨ માં એનો શોધ થયો. એના કાંઠાપર લીલોતરી હોવાથી એનું નામ "ગ્રીનલાંડ" એટલે "લીલો દેશ" પડયું છે.

## હોલાંડ.

**આમસ્ટરડામ.** એ હોલાંડનું સૌથી અગત્યનું અને રાજધાનીનું શહેરછે. તે આમસ્ટેલ અને વાઈ નદીના સંગમઉપર છે. દુનિઆમાં મોટાં વેપારી શહેરોમાંનું એ એક છે. શહેર ૯૦ બેટપર બાંધેલું છે. જે બેટ લગભગ ૩૦૦

પૂલથી એકાકાર કરેલા છે. જમીન પોચી અને રેતીવાળી હોવાથી બધી બાંધણી લાકડાંના મોટા થાંબલાને ઉંડા દાટી તે ઉપર બાંધવામાં આવેછે. સૂતરાઉ તથા ઉનનાં કારખાનાંછે અને તેલ તથા રંગ બનેછે. હીરા કાપવાના ધંધામાં ૧૦૦૦૦ માણસ કામે લાગેલા છે.

**રોટરડામ.** એ દરિઆ કિનારાથી ૧૮ મૈલ દૂર રોટ અને માસ નદીના સંગમ ઉપર વસેલું હોલાંડનું મુખ્ય બંદર છે. મુખ્ય શેરીમાં નહેર ખોદેલી છે. તમાકુ, દારૂ, સાબુ ચામડુ, કાચ, કાગળ, ધોએલીખાંડ અને મીણનાં કારખાનાંછે.

**હેગ.** એ હોલાંડના દરબારનું મથક છે. એ રોટરડામના વાયવ્ય કોણમાં તથા દરિઆથી ૪ મૈલ દૂરછે. એની ઇમારતો સુંદર છે.અને હોલાંડનાં બધાં શહેરોમાં સર્વથી શોભાયમાન અને મનોરંજક છે.અહીં તોપ બનાવવાનાં કારખાનાં અને છાપખાનાં છે.

**રિસીક.** એ હેગના અગ્નિકોણમાં છે. ઈ.સ. ૧૬૯૭ના કોલકરારને માટે શહેર પ્રખ્યાત છે.

**ગ્રાનિંગન.** એ કોટથી મજબૂત કરેલું બંદરછે.

**લેડન.** એ હોલાંડમાં વિદ્યાપ્રકરણ સંબંધી, શાસ્ત્રીય અને જ્ઞાનપાત્ર બાબતનું મથક છે.

**યુટ્રેક્ટ.** એ સૌથી જૂનું શહેર છે, અને પ્રખ્યાત તથા આબાદ યુનિવર્સિટિનું મથક છે.

**આરનેમ** એ ર્‌હાઇન નદીના કાંઠાપર કામાતું બંદર છે.

**મેસટ્રિડ.** એ મેસ નદીના કાંઠાપર યુરોપખંડના જબરાં કોટબંધ શહેરોમાંનું એકછે. શહેર ઘણી વાર ઘેરાયુ હતું પણ ત્યાંના લોક બહાદુરી અને સહનતા બતાવી શરણે ગયા નહીં. માટે આ શહેર અને અહીંના રહેવાશીઓએ ઈતિહાસમાં બહુ આબરૂ મેળવી છે.

**ડોર્ટ.** જૂનાં શહેરોમાનું એક છે. વેપારમાં એ કામાંનું અને અગત્યનું શહેર છે.

**ડેલ્ફ્ટ.** આ શહેરમાં એક જાતનાં માટીનાં વાસણ બન્યાં, તે વાસણને શહેરના નામ ઉપરથી "ડેલ્ફ" કહેછે.

**જાનડામ.** એમાં રૂશિઆનો ઝાર મહાન પીટર વહાણ બાંધવાનું કામ શીખ્યો હતો.

**હારલેમ.** ઈ. સ. ૧૫૭૨ અને ૧૫૭૩ એ બે વરસમાં સ્પેનિઅર્ડ લોકોએ એ શહેર ઘેર્યું હતું, પણ તેમને હાથ ગયું નહીં તેથી, તથા ફળની વાડીને લીધે પ્રખ્યાત છે.

**શીડામ.** એમાં "હોલાંડસ" કરીને એક જાતનો દારૂ બને છે તેથી એ વખાણાય છે.

**હેલ્ડર, કાંપેન, હારલિંગેન, ડેલ્ફ્જીલ**—એ જાણવાં લાયક શહેર અને બંદરછે.

### હોલાંડના મુખ્યબેટ

**ટેકસલ.** એ હોલાંડના વાયવ્ય કોણ તરફના સમુદ્રનો સૌથી મોટો બેટછે. એ ૧૩ મૈલ લાંબો અને ૬ મૈલ પહોળો છે. લોક ઘણું કરીને ખેતી અને દરિઆની સફર કરેછે.

**વાલકેરન.** એ હોલાંડના નૈઋત્ય કોણમાં આવેલા બેટમાંનો આ મુખ્ય બેટછે. એ ૧૧ મૈલ લાંબો ને ૧૦ મૈલ પહોળો છે. બેટની સપાટી સમુદ્રથી નીચી છે, પણ દેશ પર પાણી ફરી નહીં વળે માટે પાળ બાંધેલી છે. જમીન રસાળ છે, પરંતુ હવા સારી નથી.

## બેલ્જીઅમ.

**બ્રસેલ્સ.** એ નાની સેન નદીપર વસેલું બેલ્જીઅમની રાજધાનીનું શહેરછે. વિદ્યા અને ઉદ્યોગનું આ મથક છે.

કોર, યંત્ર, ઘરેણાં અને હાથનાં મોજાંનાં મોટાં કારખાનાં છે. જે શેત્રંજીને "બ્રસેલ્સ કારપેટ" કહેછે. તે અહીં નથી બનતી પણ ટુરનેમાં બને છે.

**આંટવર્પ.** એ સેલ્ટ નદીના કાંઠાપર યુરોપખંડમાં પ્રસિદ્ધ પામેલાં શહેરમાંનું એકછે. એ બેલજીઅમનું મુખ્ય બંદર અને કિલ્લો છે. એમાં દારૂ કાઢવાની ભઠ્ઠી તથા ખાંડ સાફ કરવાનાં ને રેશમી કાપડ તથા કોરનાં કારખાનાં છે. આન્ટવર્પના હીરા કાપનારની ચાતુર્યને માટે પ્રખ્યાતછે.

**ઘેં.** એ શેલ્ટનદીના કાંઠાપર મોટું શહેર છે. એનું ક્ષેત્રફળ બેલજ્યમનાં બીજાં બધાં શહેર કરતાં વધારે છે. એનાં સૂતર, શણ, શેત્રંજી અને કોરનાં કારખાનાં પ્રખ્યાત છે.

**લીએજ.** એ ઉર્તે અને મેશ નદીના સંગમ ઉપર અગત્યનું શહેર છે. અગ્નિ શસ્ત્ર, યંત્ર, છરી, ચપ્પુ, ખોગીર, જીન અને જાડાં લૂગડાંનું કામ લીએજમાં બને છે. આ શહેર અગત્યનું છે, તેનું કારણ એ, કે એમાં મૂલ્યવાન લોઢાની અને કોયલાની ખાણો છે.

**બ્રૂજ.** એ રેજ નામની નાની નદીને કાંઠે છે. જો કે હાલ બ્રૂજ શહેર અગત્યનું નથી અને ઝાંખું માલમ પડે છે તો પણ મધ્ય કાળમાં આખી દુનિઆના વેપારનું આ મથક હતું. હાલ ફકત કોરનાં કારખાનાં છે, અને તે પણ દીવસે દીવસે ક્ષય પામતાં જાય છે.

**મકિલન ટૂરેન, વરવીએર મોન્સ, નેમર ફૂર્ટ્રે ચારલેરોય લુવેન.**—એ મોટાં અને અગત્યનાં શહેર છે.

**ઓસ્ટેંડ આન્ટવર્પ.**—એ મુખ્ય બંદર છે.

**સ્પા શોડફોંટેન.**—એ હવા ખાવાની જગ્યા છે.

**વાટરલૂ રામીલીજ ફોંટેનોય ઉડીનાર્ડ.**—એ ઇતિહાસનાં પ્રખ્યાત ઠેકાણાં છે.

## फ्रान्स.

**પારીસ કે પારી.**—એ સેન નદીના બેઉ કાંઠાપર ફ્રાંસની રાજધાનીનું શહેર છે. એ યૂરોપખંડમાં સૌથી સુંદર અને લંડન બાદ કરતાં સૌથી મોટું શહેર છે. ફરતો મજબૂત કોટ છે અને સન૧૮૭૧માં જર્મનલોકે ઘેર્યું હતું એની શેરી, પાર્ક, વાડી, દેવળ, મહેલ, સાર્વજનિક ઇમારતો, થીએટર કે નાટકશાળા, પૂતળાં, ફુવારા અને પૂલ, એ બાબતોમાં પારીસ સાથે બીજું કોઇ શહેર બરોબરી કરી શકે નહીં.એમાં બધી જાતનાં કામ ચાલે છે, અને સૌથી કીમતી અને જાણવા લાયક ઘરેણાં, ઘડીઆળ રાચરચીલું, આરસી, સુગંધી વસ્તુઓ અને મોજાનાં કારખાનાં છે.

**લૈઓન્સ.** એ સોન અને ર્‍હોન નદીના સંગમઉપર વસેલું ફ્રાંસમાં બીજા નંબરનું શહેર છે ને કોટથી મજબૂત કરેલું છે. રેશમની બનાવટનું આ મથક છે. એની આસપાસ દ્રાક્ષના માંડવા છે. અહીં સોનેરી ને રૂપેરી કોર, રસાયનશાસ્ત્રસંબંધી વસ્તુ અને માટીનાં વાસણ બને છે.

**માર્સેલ્સ**. એ લૈઓન્સ અખાતના કાંઠાપર ફ્રાન્સમાં ત્રીજા નંબરનું અને વેપારમાં સૌથી અગત્યનું શહેર છે. એ દુનિયાના સઘળા ભાગ સાથે, દ્રાક્ષનો દારૂ, મેવા, અને ફ્રાન્સની દક્ષિણે આવેલા પ્રાંતનો પેદાશનો વેપાર ચલાવે છે. એમાં સાબુ, તેલ, યંત્ર,મીઠું અને ચામડાંનાં કારખાનાં છે. આ શહેર ઈ. સ. પહેલાં ૬૦૦ માં વસ્યું હતું.

**બોર્ડો.** એ ગારોન નદીના ડાબા કાંઠાપર ફ્રાન્સમાં ચોથા નંબરનું શહેર અને બંદરતરીકે ત્રીજા નંબરનું ગણાય છે. શહેરની સામે નદી ૩૦૦૦ ફીટ પહોળી છે, તેની પાસે ફ્રાન્સમાં સર્વથી મોટો અને શોભાયમાન પૂલ બાંધેલો છે. દારૂ બનાવવામાં આ શહેર નામાંકિત છે.

લીલ. એ ડયૂલ નદીને કાંઠે ફ્રાન્સમાં પાંચમાં નંબરનું શહેર છે. એની ચોતરફ કોટ છે. ઉત્તર સરહદના જબરા કિલ્લામાં એ મુખ્ય છે. સન ૧૭૦૮માં અંગ્રેજનાં સેનાપતિ માર્લબરોએ ત્રણ માસ સુધી ઘેરો ઘાલી એ શહેર હસ્તગત કર્યું. એમાં કોર, દોરા, તથા સૂતર અને શણનાં લૂગડાંનાં ઉપયોગી કારખાનાં છે.

ટૂલુસ. એ ગારોન નદી ઉપર વસેલું ફ્રાન્સમાં છઠ્ઠા નંબરનું શહેર છે. સન ૧૮૧૪માં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે અહીં એક પ્રખ્યાત લડાઈ થઈ હતી. તેમાં અંગ્રેજ જીત્યા હતા. એમાં અંગ્રેજનો સેનાપતિ વેલીંગ્ટન, અને ફ્રેંચનો સેનાપતિ સૂલ્ટ હતો. એ ખેતી સંબંધી ઓજારની બનાવટનું મથક છે.

નાંટસ. એ લુઆર નદી ઉપર વસેલું ફ્રાન્સમાં સાતમા નંબરનું શહેર છે. એમાં વહાણ બાંધવાનાં સ્થળ, સૂતરાઉ કાપડ, ત્રાંબુ, લોઢું અને ચામડાનાં કારખાનાં છે.

સેંટએટિએન. એ ફ્યુરેન નામની એક નાની નદી ઉપર છે. એમાં કોયલાંના ખાણ છે, અને લોઢાનું કામ બહુ ચાલે છે, એ વેપારમાં અગત્યનું છે, એમાં ફીત, અગ્નિશસ્ત્ર, યંત્ર અને ખેતી સંબંધી હથીઆર બનાવવાનાં કારખાનાં છે.

રૂઆંગ. એ સેન નદીના કાંઠાપર અગત્યનું બંદર છે. ઇતિહાસમાં પણ આ શહેર વિષે વાંચવામાં આવે છે. એનું કથીડ્રલ "ગોથીક" રીતથી બાંધેલું દુનિઆમાં સુંદર અને શોભાયમાન ઇમારતોમાં ગણાય છે. એ સૂતર, શણ, અને ઉનનાં લૂગડાંનાં કામનું મથક છે. ઇંગ્લાંડનો પહેલો વીલીઅમ રાજા અહીં સન ૧૦૮૭માં મરણ પામ્યો.

વરસૈલ્સ. એમાં સન ૧૬૭૨થી સન ૧૭૯૦ સુધી ફ્રા-

ન્સના રાજા આ શહેરમાં રહેતા હતા. એનો કિલ્લો બહુજ સુંદર છે. તેમાં એક ઇતિહાસ સંબંધી મ્યુસીઅમ કે સંગ્રહસ્થાન છે. અને કિંમતી ચિત્ર તથા પ્રાચીન કાળની વસ્તુછે. મહેલની વાડી અતિ સુંદર છે, તથા પારિસના લહેવાર કરનારાઓને અહીં આવવાને બહુ ગમે છે.

**નીમ્સ.** એ વિસ્ટર અને કાડરો નદીના સંગમ ઉપર છે. યૂરોપખંડનાં મનોરંજક અને ખુશકારક ગણાતાં શહેરોમાંનું આ એક છે.

**ડંકર્ક, કાલે, બુલોન, ડીએપ, હાવર, કાએન, સેંટમાલો.** એ ઇંગ્લીશ ચાનલને કાંઠે મોટાં બંદર છે.

**સેંટનાજેર, લારોચેલ, રોશફોર્ટ, બેયોન**—એ બિસ્કેના ઉપસાગરને કાંઠે બદર છે.

સેટ તથા **નીસ**—એ વેપાર સંબંધીનાં ભુમધ્યસમુદ્રને કિનારે બંદર છે.

**શરબર્ગ,** ઇંગ્લિશ ચાનલને કાંઠે
**બ્રેસ્ટ,** આટલાંટિક મહાસાગરને કાંઠે
**લોરીએંટ, રોશફોર્ટ,** } બિસ્કેના ઉપસાગરને કિનારે
**તુલોન,** ભૂમધ્યસમુદ્રને કિનારે
} ફ્રાન્સનાં નૌકા સૈન્યનું મુખ્ય સ્થળ છે.

**થીઓનવીલ, મેટ્સ સારગમીન્સ ફોરબાચ બિચ, વિસમબર્ગ સ્ટ્રાસબર્ગ, શ્લેસટાડ કોલમાર, મલહોસન.** આ બધાં શહેર સન ૧૮૭૦-૭૧ની લડાઇમાં ફ્રેન્ચના હાથમાંથી જરમનનાં હાથમાં ગયાં.

**મોંટમિડિ, બોમંટ, બાજેલ્સ, સીડાન, વિલજુવિફ, સેંટકેંટીન, ઓરલીઅન્સ, પોંટનોયલ્સ, લીમાન્સ.**—આ શહેરો આગળ સન ૧૮૭૦-૭૧ની લઢાઇમાં જર્મન લોકને હાથે ફ્રેંચની સેનાએ ભારે હાર ખાધી હતી.

•બોલોન. ડોવર સામુદ્રધૂનીને કાંઠે
પૌ. પિરીનીજપર્વત ઉપર
કાન તથા નીસ-ભૂમધ્ય સમુદ્રને કીનારે } હવા ખવાનાં વખણાએલાં ઠેકાણાં છે. તેથી ઇંગ્લાંડથી ઘણા અશક્ત માણસો અહીં હવા ખાવાને આવેછે.

ફ્લેજ,બેયો, કાન, કાલે, એજીનકોટ. ક્રેસી, પોયટીયર્સ. રૂઆંગ, ઓર્લીઅન્સ.—એ શહેરો ઇંગ્લાંડના ઇતિહાસ સાથે બહુ સંબંધ રાખે છે, અને જાણવા લાયક છે.

લીલ—ઉત્તરમાં.
બેલફોર—જર્મનીની દક્ષિણ હદ ઉપર.
બેસાનકોન—જુરા પર્વતની પશ્ચિમે.
ગ્રિનોબલ—આલ્પ્સ પર્વતમાં.
ટૂલોન—ભૂમધ્યસમુદ્રના કાંઠાપર.
પરપીનાન અને બેયોન-સ્પેનની સરહદઉપર. } ફ્રાન્સે મેટ્સ, સ્ટ્રાસબર્ગ, અને થીઓનવીલ ખોયા પછી આ શહેરના કિલ્લા મુખ્ય અને મજબૂત હતા તેથી જાણવા લાયક છે.

## ફ્રાન્સની પાસે આવેલા બેટ.

આલ્ડરની. એ ઇંગ્લીશ ચાનલમાં આવેલો નાનો બેટ છે. એનું ક્ષેત્રફળ ૩ ચોરસ મૈલ છે. એની જમીન રસાળ તથા એની ગાયો વખણાય છે. મુખ્ય શહેર સેંટઆન તે કોટબંધ અને મજબુત છે.

ગર્નસી. એ ચાનલ બેટના જથામાં બીજો મોટો બેટછે. એ ૯ મૈલ લાંબો અને ૬ મૈલ પહોળો છે. એની હવા ભેજવાળી અને ગરમ પણ નિરોગી છે. જમીન રસાળછે. એમાં બધી જાતનાં શાકભાજી, ધાન્ય, મેવા ઇત્યાદિ પુષ્કળ થાય છે. ગર્નસીની ગાય આલ્ડરનીની ગાયો કરતાં પણ વધારે વખણાય છે. ગર્નસીથી ઇંગ્લાંડસુધી દરીઆમાં તાર નાખેલો છે. મુખ્ય શહેર સેંટ પીટર્સ પૂર્વકાંઠાપર છે.

સાર્ક. ગર્નસીની પૂર્વે ૭ મૈલ દૂર છે. તેના બે ભાગ છે. ગ્રેટસાર્ક અને લીટૂલ સાર્ક.ચાનલ બેટમાં આ સૌથી નાનો

બેટ છે એનું ક્ષેત્રફળ ફક્ત ૨ ચોરસમૈલ છે. એમાં રૂપાની અને ત્રાંબાની મૂલ્યવાન ખાણો છે.

**જર્સી.** એ ચાનલબેટમાં સૌથી મોટો બેટ ફ્રાન્સના પશ્ચિમ કાંઠાથી ૧૫ મૈલ દૂર છે. એનું ક્ષેત્રફળ ૪૫ ચોરસ મૈલ છે. કાંઠા પથ્થરવાળા છે. એની સપાટી ઊંચી નીચી, હવા ગરમ અને પસંદ પડે એવી તથા જમીન રસાળ છે.

મુખ્ય પેદાશ— આપલ નામનો મેવો, ગાય અને ઘેટાં. મુખ્ય શહેર સેંટ હેલીએર. ચાનલ બેટ ઈંગ્લાંડના તાબામાંછે

**ઉશાંટ.** એ આટલાંટિક મહાસાગરમાં આવેલો છે. એનું ક્ષેત્રફળ ૧૫ ચોરસ મૈલ છે. લોક "સારડીન" જાતના માછલી પકડવાનો ધંધો કરેછે.

**બેલઐલ.** આ બેટનું ક્ષેત્રફળ આશરે ૪૦ કે ૫૦ ચોરસ મૈલ છે ને એમાં બંધીખાનું છે. રાજકારભાર સંબધી જે કાયદા તોડે તેમને અહીં કેદ કરવામાં આવેછે.

**નુવારમુટીએ.** એ કાંઠાનો પાસેજ આવેલો છે, તેમાં ચારો સારોછે, અને એની આસપાસના દરિઆમાં કાળુ-માછલી મળેછે.

**યૂ.** એ કાંઠાથી ૧૨ મૈલ દૂર છે. એમાં ફક્ત ગ્રાનીટનો મોટો ખડક છે માછીઓનીજ વસ્તી છે.

**રે.** કાંઠાથી ફક્ત ત્રણ મૈલ દૂરછે. એ બેટ કોટથી મજબૂત કરેલોછે. લોક દ્રાક્ષના વેલા ઉગાડવાનું કામ કરેછે. જે દારૂ બનાવવાનો જે રસ કરેછે તેમાંથી ઘણું કરીને સરકો અને બ્રાંડી કરેછે.

**ઓલરોન.** એ રેની દક્ષિણે રસાળ બેટછે. મુખ્ય પેદાશ ધાન્ય દારૂ અને મીઠું છે.

**કોરસીકા.** એ બેટ ભૂમધ્ય સમુદ્રમાં આવેલો છે. એની અને સાર્ડાનીઆની વચ્ચે બોનીફેસીઓની સામુદ્રધુની છે.

સન ૧૭૯૮ થી આ ફ્રાન્સના કબજામાં છે. એ ૧૨૦ મેલ લાંબો અને ૪૫ મૈલ પહોળો છે. એટની વચોવચ્ચ ઉત્તર દક્ષિણ ઊંચા પર્વતની હાર છે એ હારમાં મુખ્ય શિખર મોંટ રોટંડો છે. ગોલા અને ટેવિગનાનો પૂર્વમાં અને થ્રાવોન અને ટલાવો એ પશ્ચિમમાં મુખ્ય નદીઓ છે. એની હવા બહુ સારી નથી. જમીન રસાળછે પણ સારી રીતે ખેડાએલી નથી. મુખ્ય પેદાસ બકરાં, ઈમારતી લાકડું, મેવા અને હલકી જાતનો દારૂ.

**એજેસીઓ.** એ કાર્સીકાનું મુખ્ય શહેર અને નેપોલીઅન બોનાપાર્ટનું જન્મ સ્થળ તથા પશ્ચિમ કાંઠાપર બંદર છે.

**બોનીફેસીઓ.** એ દક્ષિણ કાંઠાપર બંદર છે.

**બાસ્ટિઆ.** એ ઇશાન કાંઠાપર બંદર છે. ઉપર લખેલાં ત્રણ શહેરો કાર્સીકામાં મુખ્ય છે.

## સ્પેન.

**માડ્રિડ.** એ માંજનેર્સ નદીના કાંઠાપર રાજધાનીનું યૂરોપખંડમાં સૌથી ઉંચું વસેલું એને દરિઆની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉચું શહેરછે. એની હવા માફક આવે એવી કે નિરોગી નથી. માડ્રિડમાં કથીડ્રલ કે યુનિવર્સિટિ એકે નથી. પણ કેટલીક સાર્વજનિક સુંદર બાંધણીઓ છે. આ બાંધણીમાં મુખ્ય રાજમહેલ, મ્યુઝીઅમ કે સંગ્રહસ્થાન અને ગોળ બાંધેલી નાટકશાળા છે. નાટકશાળામાં ૧૨૦૦૦ માણસો બેસી શકે છે. માડ્રિડથી ૨૫ મૈલ ઉપર પ્રખ્યાત "એસકોરીઅલ" છે. એમાં રાજમહેલ, મુનીવાસ, અને કબરછે. સ્પેનના રાજા બીજા ફીલીપે સન ૧૫૫૭ માં ફ્રેંચ લોક જોડે લઢી ફત્તેહ મેળવી; તેની યાદગીરી રાખવા સારૂ "એસકોરીઅલ બાંધ્યુંહતું.

**બર્સીલોના.** એ ભૂમધ્ય સમુદ્રના કાંઠાપર મજબૂત બંદર છે. તે ધર્માધ્યક્ષનું સ્થળછે. એનું કથીડ્રલ ઘણું સુંદર

અને જોવાલાયક છે. બાર્સીલોનામાં યુનિવર્સીટિ, ઘણી કોલેજો, નિશાળ અને લૈબ્રેરી છે. અહીં સૂતર અને શ‌ણનાં લૂગડાં બનેછે. એ ઈ. સ.પે. ૨૦૦ માં વસ્યું છે તેથી બહુ જૂનું ગણાય છે.

**સેવિલ.** એ અસલ રાજધાની હતી. એ ગ્વાડલકવીવરના કાંઠાપર બંદર છે. એની આસપાસની ઉંચી ભીંત મૂરલોકોએ બાંધી હતી. મુખ્ય ઈમારતોમાં મૂર રાજાનો પ્રાચીન મહેલ "આલકાઝાર" સૌથી સુંદર છે. એનું કથીડ્રલ સ્પેનનાં બધાં કથીડ્રલ કરતાં સારૂં છે. વેપારમાં સેવિલ અગત્યનું શહેર છે. એનું તમાકુનું કારખાનું આખા યુરોપમાં સૌથી મોટું છે.

**વાલેનશ્યા.** એ ભૂમધ્ય સમુદ્રના કાંઠાપાસે અને ગ્વાડલકવીવર નદીને કિનારે આવેલું અગત્યનું બંદર અને સ્પેનમાં સૌથી આબાદ શહેર છે. એની આસપાસ કોટ અને ઉમદા ઈમારતોને માટે પ્રખ્યાત છે. એ ધર્માધ્યક્ષનું અને કીર્તિમાન યુનિવર્સિટિનું સ્થળ છે. અહીંની લાઈબ્રેરી સારામાં સારી ગણાય છે, વળી અહીં રેશમ અને મલમલનાં કારખાનાં છે. મૂર લોકો પાસેથી સન ૧૦૯૫ માં એ શહેર લીધું હતું.

**માલાગા.** ભૂમધ્ય સમુદ્રના કાંઠાપર બંદર છે. તેનો કિલ્લો જૂનો અને મૂર લોકનો બાંધેલોછે. દારૂ, બદામ અને એદાનાદ્રાક્ષનો મોટો વેપાર ચાલેછે. આ શહેર કાર્થેજીનીઅન લોકોએ વસાવ્યું, પણ રોમન તથા મૂર લોકોએ વારાફરતી કબજે કર્યું. તેમના વખતની હાલ નિશાનીઓ જોવામાં આવેછે.

**મરસીઆ.** એ સીગ્યૂરા નદીને કાંઠે શહેર છે. એમાં એક સુંદર કથીડ્રલ છે. એમાં રેશમ અને ઉનનાં લૂગડાંનાં, માટીનાં વાસણનાં, સફેદ સીસાંનાં અને ચામડાનાં મોટાં કારખાનાં છે.

ગ્રાનડા. એ ગ્વાડલકવીવરને મળનારી એક નાની નદી ઉપર રસાળ ખીણમાં શોભાયમાન વસેલું શહેર છે. એ શહેરમાં મૂર રાજાની રાજધાની હતી. તેમાં "આલ્હામ્બ્રા" નામે મૂરરાજાનો કિલ્લો અને મહેલ છે. આ એમનો છેલ્લો ગઢ હતો. અહીંથી સ્પેન લોકે એમને સન ૧૪૯૨ માં કાઢી મૂક્યા. એનું કથીડ્રલ અને યુનિવર્સિટિ નામાંકિત છે એમાં કેટલાંક કારખાનાં છે.

સારાગોસા. એ ઇબ્રો નદીને કિનારે જૂનું શહેર છે, ધર્માધ્યક્ષનું અને યુનિવર્સિટિનું સ્થળ છે. એનું કથીડ્રલ આખા સ્પેનમાં પૂજાયછે અને ઘણા જાત્રાવાસીઓ અહીં હમેશ આવજા કરે છે. એનાં કારખાનાં ક્ષય પામ્યાં છે, પણ ખેતીની પેદાશનો વેપાર ચાલે છે. સન ૧૮૦૯ માં ફ્રેંચ લોક જોડે બહાદુરીથી એ શહેર લઢ્યું તેથી પ્રખ્યાત છે.

કેડિજ. એ નૈરૂત્ય કોણના કાંઠાપર મુખ્ય બંદર છે. એ લુઓન નામના બેટપર બાંધેલું યૂરોપમાં સૌથી મજબૂતમાં મજબૂત ગઢવાળું શહેર છે. "શેરી" નામના દારૂના વેપારનું મથક અને સ્પેનનું સૌથી અગત્યનું વેપારી શહેર છે. એમાં ધર્માધ્યક્ષનું સ્થાન અને બે કથીડ્રલ છે.

વાલાડોલિડ. એ ડુરો નદીને મળનારી એક નાની નદી ઉપર વસેલું છે. એને ફરતે કોટ છે. શહેરમાં ઘણાં મોટાં ઘર હતાં પણ હાલ ખંડેર થયાંછે. માડ્રિડમાં રાજધાની કરી તે પહેલાં રાજદરબારના અમીરો અને રાજા આ શહેરમાં રહેતા હતા. એમાં એક નામાંકિત "લૉ" (કાયદા) ની યુનિવર્સિટિ છે. એનાં કારખાનાં અગત્યનાં છે. અહીં કોલંબસ સન ૧૫૦૬માં મરણ પામ્યો.

સાંટાડર. ગીજોન, કોરન્ના, પોર્ટવીડ્રા. એ બધાં બિસ્કેના ઉપસાગરના કાંઠાપર છે.

ઙ્યૂકર. આ બંદરમાંથી પ્રખ્યાત વહાણવટી માગેલન દુનિઆની સફર કરવા નીકળ્યો હતો. એના નામ ઉપરથી દક્ષિણ અમેરિકા અને ટેરાડેલફૂએગો બેટની વચ્ચેની સામુદ્રધુનીનું નામ પડ્યુંછે.

ટરિફા. એ આટ્લાંટિક મહાસાગરના કાંઠાપર બંદરછે.

આલજીસીરાસ, આલમીરા, અલીકાંટ, વિનારોસ, ટારાગોના, રોસાસ. એ બધાં ભૂમધ્ય સમુદ્રના કાંઠાપર જાણવા લાયક બંદર છે.

જીબ્રાલ્ટર. એ દક્ષિણ બિંદુપર જીબ્રાલ્ટરની સામુદ્રધુની ઉપર આવેલો મોટો ખડક અને ગઢ છે. અંગ્રેજે આ ગઢ સન ૧૭૦૪માં કબજે કર્યો. જીબ્રાલ્ટરનો ખડક દરિઆની સપાટીથી ૧૫૦૦ ફીટ ઊંચો તથા ૩ મૈલ લાંબો અને એનું ક્ષેત્રફળ ૧¾ ચો. મૈલછે. એ મજબૂત અને ન લેવાય એવો કિલ્લો કરેલોછે. જીબ્રાલ્ટરને "ભૂમધ્યસમુદ્રની કુંચી" કહેછે. હિંદુસ્તાન આવનાર વહાણોને ખોરાક પાણી લેવાને આ જગ્યા અનુકુળ છે. ખડકની તળેટીમાં શહેર બાંધ્યુ છે. એમાં ૨૪૦૦૦ માણસની વસ્તી છે. એ ગઢનું રક્ષણ કરવા ૬૦૦૦ સિપાઈ રાખ્યા છે. ખડકપર સસલાં, સાપ, અને વાંદરાં છે. યૂરોપખંડમાં જીબ્રાલ્ટર સિવાય બીજે કોઈ ઠેકાણે વાંદરાંની વસ્તી નથી. એમાં વેપાર બહોળો ચાલે છે.

| | |
|---|---|
| ફેરોલ. વાયવ્ય કોણમાં.<br>કડીઝ. નૈરૂત્ય કોણમાં.<br>કાર્થેજીના. અગ્નિ કોણમાં. | એ નૌકાસૈન્યનાં સ્થાન છે. |

| | | |
|---|---|---|
| ટાલાવીરા. ઇ. સ. ૧૮૦૯ | | “પેનીનસ્યુલા”ના લડાઇમાં આ શહેરો આગળ અંગ્રેજોએ સ્પાનિઅર્ડને હરાવ્યા હતા. |
| આલબ્યૂરા. ઇ. સ. ૧૮૧૧ | | |
| સાલામાંકા. | ઇ.સ. ૧૮૧૨ | |
| સીડાડરોડ્રિગો. | | |
| બાડેજોસ. | | |
| વિટોરિઆ. | ઇ. ૧૮૧૩ | |
| પામ્પ્લોના. | | |
| સેંટસીબાસટીઅન. | | |

**કોરન્ના.** એ શહેરમાં સરજોન મોર કરીને એક પ્રખ્યાત અંગ્રેજી સરદારને દાટ્યો માટે પ્રખ્યાત છે.

**ટોલીડો.** એ સ્પેનની જૂની રાજધાની, એનું કથીડ્રલ સુંદર અને એનાં તરવારનાં પાનાં અપ્રતિમ ગણાય છે.

**સીગોવ્યા.** એમાં રોમન લોકની બાંધેલી બહુ જૂની નહેર છે. તે હજુસુધી વપરાય છે.

**ઝીરીઝ.** આ શહેરમાં એક ઊંચી જાતનો દારૂ બને છે તેને “ઝીરીઝ” કહે છે.

**આલમેડન.** એમાં પારાની પ્રખ્યાત ખાણો છે.

## स्पेनने लगता बेट.

### बालयरीक टापु

**પાલ્મા.** એ મેજાર્કાનું મુખ્ય શહેર કોટથી મજબૂત કરેલું બંદર છે. મુખ્ય ઉદ્યોગ રેશમી અને ઉનનાં લૂગડાં વણવાનો તથા દરીઆની સફર કરવાનો છે.

**પોર્ટમોહન.** એ મીનાર્કા બેટનું મુખ્ય શહેર અને કોટબંધ બંદર છે.

**ઈવિઝા.** એ ઇવિઝા બેટનું મુખ્ય શહેરછે.

### कनेरीटापु.

**પાલમાસ.** એ પૂર્વકાંઠાપર ધંધાથી બંદર છે.

**સાંટાક્રૂઝ.** એ ટેનેરીફના ઈશાન કાંઠાપર મુખ્ય શહેરછે. ત્યાં દારૂનો વેપાર પહેલાંના જેટલો હાલ ચાલતો નથી.

## પોર્ટુગાલ.

**લિસ્બોન.** એ પોર્ટુગાલની રાજધાની ટેગસ નદીના મૂખ આગળ છે. એ શોભાયમાન રીતે વસેલું છે. એનો દેખાવ બહુજ સુંદર છે. જોવા લાયક ઈમારતોમાં રાજમહેલ, શહેરનું પાણી જવાની આરસપહાણની બાંધેલી મોરી અને જુનું કથીડ્રલ મુખ્ય છે. શહેરનો ઘણોખરો ભાગ સન ૧૭૫૫ના ધરતીકંપથી તૂટી પડ્યો તે પ્રસંગે ૬૦૦૦૦ માણસનો નાશ થયો હતો.

**ઓપોર્ટો.** એ ડુરો નદીના મૂખ આગળ સૌથી અગત્યના કારખાનાંનું શહેર અને ઉત્તર પ્રાંતના દારૂના વેપારનું મથક છે.

**બ્રાગા.** ધર્મસંબંધી બાબતમાં આ શહેર પોર્તુગાલમાં મુખ્ય ગણાય છે. એમાં અગત્યનાં કારખાનાં છે.

**કોઈમ્બ્રા.** એ મોનડીગો નદીના કાંડાપર છે, અને પોર્તુગાલની યુનિવર્સિટિનું મથક છે. એમાં ૧૦ કોલેજ, લાઈબ્રેરી, મ્યુઝીઅમ ઈત્યાદિ છે. માટીનાં વાસણ, અને શણનાં લુગડાંનાં કારખાનાં છે.

**સેટુબાલ.** એ સેટુબાલ અખાતના કાંઠાપર આબાદ બંદર છે. એમાં આસપાસની પ્રદેશની પેદાશ અને દારૂનો વેપાર ચાલે છે.

**આવીરા, ફિગ્યુરા. સેગ્રીજ, લેગોસ. ફેરો, ટાવીરા.** } એ પોર્ટુગાલનાં બંદર અને માછલી પકડવાનાં અગત્યનાં ઠેકાણાં છે.

**વાલેન્સ્યા, ચાવીજ.** ઉત્તર સરહદઉપર
**આલમીડા,**
**કાંપોમેજર,**
**એલવાસ.** (આખી દુનિઆમાં સૌથી જબરો કિલ્લો.)
**કાસ્ટ્રોમેરીમ.**
} એ પોર્ટુગાલના ઈતિહાસમાં પ્રસિદ્ધ થઈ ગયેલાં શહેર છે.

| | | |
|---|---|---|
| બ્યુસાકો.<br>આલમીડા.<br>ટોરીજવીડ્રાસ.<br>રોલીકા,વીમીરા સીંટ્રા.ઈ.સ.૧૮૦૮ | ઈ.સ.૧૮૧૦ | એ શહેરો પેનીનસ્યુલાની લડાઇમાં પ્રખ્યાત થઈ ગયાં છે. |

## પોર્તુગાલને લગતા બેટ.

### આઝોર્સ ટાપુ.

આ ટાપુ આટ્લાંટિક મહાસાગરમાં પોર્ટુગાલથી ૮૦૦ મેલ પશ્ચિમતરફ રહેલા છે. એ બેટ પ્રારંભથીજ જ્વાળામુખીછે, અને એમાં ધરતીકંપ હમેશા થયા કરે છે. એની હવા ભેજવાળી પણ નિરોગી છે, ને જમીન રસાળછે. એમાં બધી જાતનું અનાજ, મેવા, દ્રાક્ષનો દારૂ, કેળાં, નારંગી, ઈત્યાદિ પુષ્કળ થાયછે. એના રહેવાશી પોર્ટુગીઝ અને સીદીની મિશ્રિત જાતના છે.

બેટનાં નામ— સેંટમેરી, સેંટમૈકલ, ટરસીરા, ગ્રાસીઓજા, સેંટજ્યોર્જ, પીકો, ફાયેલ, ફલોરીજ અને કોરવા, એની ઉપર ગવર્નર ઠરાવેલો છે.

**આંગ્રા.** ટરસીરા બેટપર આઝોર્સ ટાપુનું મુખ્ય શહેરછે.

### મડીરા બેટ.

આ બેટમાં ઈમારતી લાકડાં બહુ હોવાથી એમનું નામ મડીરા પાડ્યું, કેમકે પોર્ટુગીઝ ભાષામાં લાકડાંને "મડારા" કહેછે. સન ૧૪૩૧માં પોર્ટુગીઝ લોક આ બેટમાં જઈ વસ્યા. આઝોર્સની પેઠે મડીરા પણ પ્રારંભથીજ જ્વાળામુખી છે. બેટ પહાડી અને પાણીથી ભરપૂર છે. એની હવા બહુજ તંદુરસ્ત અને નિરોગી છે. ક્ષય રોગવાળાં માણસ મડીરામાં થોડો વખત રહ્યાથી તદન સાજાં થઈ જાયછે. એની જમીન ઘણી રસાળછે. મુખ્ય પે-

દારૂ— દ્રાક્ષનો દારૂ, મેવા, ખૂનદાણા અને શેરડી.

**ફુંચલ.** એ મડીરાનું મુખ્ય શહેર છે.

## ઇટાલી.

**રોમ.** એ પ્રાચીન કાળમાં દુનિઆનો જેટલો ભાગ જાણવામાં આવ્યો હતો તેટલા ભાગનું મુખ્ય શહેર હતું ને હાલ ઈટાલીના પોપના રાજધાની છે. દુનિઆનાં મનોરંજક શહેરમાંનું એ એક ટૈબર નદીને કાંઠે આવેલું છે. સેંટપીટરનું અતિ સુંદર અને શોભાયમાન દેવળ, રોમના અસલ પામેલી મોટાઈનાં ઢબદાર ખંડેર, તસવીર અને પૂતળાના સંગ્રહવાળી ગાલેરી, તંદુરસ્ત હવા અને વાર્ષિક ઉજાણીઓ, એ બધું જોવાને માટે દુનિઆના ઘણાક ભાગમાંથી લોક અહીં આવે છે.

**નેપલ્સ.** એ શોભાયમાન વસેલું શહેર નેપલ્સ અખાત પર છે. ઇટાલીમાં સૌથી વધારે વસ્તીવાળું એ શહેર છે. શહેર અર્ધચંદ્રાકારનું અને મજબૂત છે. આસપાસના દેશનો દેખાવ બહુ સુંદર છે. નેપલ્સમાં હરકયુલેનિયમ અને પોંપીઆય જે એ શહેરો ઈ. સ. ૭૯ માં વિસુવિયસમાંથી નીકળેલી અગ્નિના પ્રવાહથી નાશ પામ્યાં હતાં તેનાં ખંડેર જોવા લાયક અને મનોરંજક છે.

**મીલાન.** એ લોંબરડી પ્રાંતનું મુખ્ય શહેર અને એ પ્રાંતની વિદ્યા અને વેપારનું મથક છે. એ સન ૧૮૦૫-૧૮૧૫ સુધી ઈટાલીની રાજધાની હતી. એમાં જોવા લાયક દેવળો અને પ્રસિદ્ધ પામેલી બીજી ઈમારતો ઘણી છે; પણ તે બધા કરતાં સુંદર અને નામાંકિત બાંધણી "ડ્યુઆમો" મીલાનનું કથીડ્રલ સફેદ આરસપહાણનું કામ અચરત પમાડે એવું છે. રેશમી અને સૂતરાઉ કાપડ, ચીનાઇ વાસણ અને ઘરેણાંનાં અગત્યનાં કારખાનાં છે.

**ટ્યુરિન.** એ સન ૧૮૫૯થી ૧૮૬૫ સુધી રાજ્યધાનીનું શહેર અને રાજાને રહેવાનું ઠેકાણું હતું. હાલ એ પીડ્મોંટ પ્રાંતનું મુખ્ય શહેર છે. યુરોપખંડમાં રીતિસર બાંધેલાં શહેરોમાં ટ્યુરિન ગણાયછે. એક પ્રખ્યાત યુનિવર્સિટિનું સ્થળ છે. એમાં રેશમ સૂતર અને ઉનનાં લૂગડાંનાં કારખાનાંછે.

**જીનોઆ.** એ એજ નામના અખાતપર શોભાયમાન વસ્તીવાળું શહેરછે. મહેલની સંખ્યા અને સુંદરતામાં જીનોઆ આખી દુનિઆમાં અપ્રતિમ છે. ધર્માધ્યક્ષનું અને યુનિવર્સિટિનું સ્થાન છે.

**વેનીસ.** એ ઈટાલીનાં મુખ્ય બંદરમાંનું એક અને દુનિઆમાં પ્રસિદ્ધ પામેલાં શહેરોમાં ગણવાં જોગ છે. આ પ્રખ્યાત શહેર નાના નાના ૮૦ બેટપર બાંધેલું છે. આ બેટ ૩૦૦ પુલથી જોડાએલા છે. એમાં શેરીને બદલે નહેર અને ગાડીને બદલે હોડી ચાલેછે. આ જળરસ્તામાં "ગ્રાંડકેનાલ" મુખ્ય છે. તેની ઉપર "રીઆલટો" નામે એક સુંદર પુલ બાંધેલો છે. "પીઆટઝા સાનમારકો" મુખ્ય ચોક છે. તેમાં "સાન મારકો" નું દેવળ, જે પ્રથમ વેનીસના "ડોજ" (અધિકારી) નો મહેલ હતો તે છે.

**ફ્લારેન્સ.** એ આર્નો નદીના કાંઠાપર દેખાવડું શહેર ટસ્કની પ્રાંતનું મુખ્ય શહેર છે. સન ૧૮૬૫-૭૦ સુધી એમાં ઈટાલીની રાજધાની હતી. "અમેરીગો વેસપુચ્ચી" જેના નામના પહેલા અર્ધા ભાગ ઉપરથી અમેરિકા ખંડનું નામ પડ્યું તેનો જન્મ ફ્લારેન્સ શહેરમાં થયો.

* **જીનોઆ.** }
**લેગહાર્ન.** } એ પશ્ચિમકાંઠાપર બંદર છે.

**બ્રિંડીસી.** } એ પૂર્વ કાંઠાપર જાણવા લાયક બંદરછે.
**આંકોના.** } બ્રિંડીસીમાં ટપાલની આગબોટ મુકામ કરે છે.

| | |
|---|---|
| પાલર્મો, ટ્રાપેની.<br>કાટેન્યા, મેસીના. | એ સિસિલિ બેટનાં મુખ્ય બંદર છે. |

કાગ્લીઆરી. એ સાર્ડીનિઆ બેટમાં બંદર છે.

| | |
|---|---|
| માંટ્યુઆ.<br>વેરોના. | એ મજબુત કરેલાં ઇતિહાસમાં આવેલાં મોટાં શહેર છે. |

નેપલ્સ. રોમ, ફ્લારેન્સ, ટયુરિન, જીનોઆ, પાડૂઆ, પાર્મા, પીસા, પીરૂજ્યા. એ બધાંમાં યુનિવર્સિટિઓ છે.

ક્રીમોના. આ શહેરમાં "વાયોલિન" કરીને એક જાતનાં વાદ્ય યંત્ર બને છે, તેને લીધે પ્રખ્યાત છે.

કરારા. એમાં સુંદર આરસપહાણના પથ્થર મળે છે.

મોડીના. કરારા. એ એજ સંસ્થાનનાં મુખ્ય શહેર હતાં.

લક્કા. એ એક જાતના તેલને માટે પ્રખ્યાત છે.

બોલોના. આ શહેરની ધર્મ સંબંધી ઇમારતો જોવા લાયક છે.

સાનમારીનો. એ એડ્રિઆટિક સમુદ્રના કાંઠાપર આવેલું સંસ્થાન છે.

## ઇટાલીને લગતાં બેટ.

### એલબા.

એ ઇટાલીની પશ્ચિમમાં ૧૭ મૈલ લાંબો અને ૨ થી ૧૦ મૈલ પહોળો બેટ છે. કાંઠા ખડકવાળા અને સીધા છે, દેશ પહાડી છે, સૌથી ઊંચું શિખર મોંટ કામપાના ૩૩૪૦ ફીટ છે, હવા માફક અને નિરોગી છે, ખેડવાલાયક જમીન થોડી પણ રસાળ છે, દ્રાક્ષનો દારૂ અને સ્વાદિષ્ટ મેવા પુષ્કળ થાય છે. ખનીજ પદાર્થ પણ મળે છે, તેમાં મુખ્યત્વે લોઢું છે.

પોર્ટોફીરાજો. એલ્બાનું મુખ્ય શહેર છે.

## सार्डीनिआ.

સિસિલિ બાદ કરતાં ભૂમધ્ય સમુદ્રમાં આ સૌથી મોટો બેટ છે. એ ઈટાલીથી ૧૪૦ મૈલ પશ્ચિમ તરફ છે. એ ૧૬૯ મૈલ લાંબો અને ૭૨ મૈલ પોહોળો, ને પહાડીછે. મુખ્ય શિખર મૌટ જીનારજેંટુ ૭૦૦૦ ફીટ ઉંચું છે. એમાં ટરસો અને ફલુમેનડોસા એ બે નદીઓ છે. પર્વતની હવા માફક અને નિરોગી પણ મેદાનની સારી નથી. જમીન ઘણી રસાળ છે. પુષ્કળ ધાન્ય, મેવો, દ્રાક્ષનોદારૂ અને ઈમારતી લાકડું થાય છે. એમાં સીસું, ત્રાંબું, કોયલા, લોઢું અને આરસની મૂલ્યવાન ખાણો છે.

**કાગ્લીઅેરી.** એ સાર્ડીનિઆનું મુખ્ય શેહેર છે. તેમાં એક યુનિવર્સિટિ છે.

**સાસ્સારી.** એ વાયવ્ય કોણમાં બીજું યુનિવર્સિટિનું શેહેર છે.

**કાપ્રીરા.** એ સાર્ડીનિઆની ઈશાન કોણ તરફ એક નાનો બેટ છે ત્યાં પ્રખ્યાત ગારીબાલ્ડી રેહેતો હતો.

## इसर्चीआ.

એ નેપલ્સ અખાતના મૂખ આગળ નાનો બેટછે એનું ક્ષેત્રફળ ૨૪ ચો. મૈલનું છે. બેટ પહાડી છે. મુખ્ય શિખર મૌટ ઈપોમ્યોનો છે. એ જ્વાળામુખી પર્વત હતો. એની જમીન રસાળ છે. એમાં પુષ્કળ ધાન્ય અને મેવો થાયછે. એમાં લોઢું, ગંધક, ફટકડી અને મીઠાની ખાણોછે.

**કાસામીચોલા.** આ શેહેરમાં ઉનાં પાણીના ઝરણ છે.

**ઈસચીઆ.** એ ઈશાન કાંઠા પર મુખ્ય શેહેર છે. સન ૧૮૮૩ના જુલાઈ મહિનામાં આ બેટમાં ધરતીકંપ થયો હતો ત્યારે કાંસામીચોલા ગામનો નાશ થયો, તેમાં આશરે

૪૦૦૦ માણસ મરી ગયાં, ગામ હાલ ઉજ્જડ જેવું થઈ ગએલું છે.

**કાપરી.** એ કાપરી બેટ જે નેપલ્સ અખાતને દક્ષિણ છેડે છે તેનું મુખ્ય શહેર અને બંદર છે.

## સિસિલિ બેટ.

એ ભૂમધ્ય સમુદ્રમાં સૌથી મોટો બેટ ઇટાલીની નૈઋત્ય કોણમાં છે તેની અને ઇટાલીના વચ્ચે મેસીનાની સામુદ્રધુની છે. એની લંબાઈ પૂર્વ પશ્ચિમ ૧૮૫ મૈલ અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૧૨૦ મૈલ છે. બેટ પહાડી છે એની હવા ચોખ્ખી અને નિરોગી છે. જમીન અજાયબ જેવી રસાળ છે. મુખ્ય પેદાશ— ઘઉં, મકાઈ, ડાંગર અને જવ, દ્રાક્ષ, અંજીર, નારંગી, ઓલીવ, સેતૂર, તમાકુ, શણ, રૂ, શેરડી, ઇમારતી લાકડું, ઇત્યાદિ ઉપયોગી ધાતુ, રત્ન, બાંધકામના પથરા, આરસ, ગંધક, લોઢું અને ફટકડીના ખાણો છે. સિસિલિનાં શહેર ઈટાલીનાં વર્ણનમાં આપેલાં છે.

**પાંટેલેરીઆ.** એ ઇટાલીની નૈઋત્ય કોણતરફ ૯ મૈલ લાંબો અને ૬ મૈલ પહોળો બેટ છે. આ બેટનાં ગધેડાં વખાણાય છે.

**ઈજેડીઝ.** એ સિસિલિની વાયવ્ય કોણતરફ કેટલાક નાના બેટનો જથો છે. ઈ. સ. પૂ. ૨૪૨માં અહીં એક દરિઆઈ લડાઈ થઈ તેથી એ બેટ પ્રખ્યાત થઈ ગયા છે.

## લીપારી બેટ.

એ સિસિલિની વાયવ્યકોણ તરફ ૧૩ બેટનો સમુહ છે. એમાંના સાત બેટમાં વસ્તી છે. મુખ્ય બેટ લીપારી છે. દ્રાક્ષ અને મેવો પુષ્કળ થાયછે. વળી એમાં ગંધક, સોડાખાર, સુરોખાર, ઇત્યાદિ મળેછે. વેપાર બહુ ચાલે છે.

## માલ્ટા.

એ ભૂમધ્ય સમુદ્રમાં સિસિલિની નૈરુત્ય કોણથી ૬૦ મૈલ દૂર માલ્ટા, ગોઝો, અને કોમા કે કોમીનો એવા ત્રણ બેટ છે. એમાં માલ્ટા સૌથી મોટો અને અગત્યનો છે. એનું ક્ષેત્રફળ ૧૧૫ ચો. મૈલ છે. માલ્ટા એક મોટા ખડક જેવો છે. એમાં ખેડવા લાયક જમીન થોડીજ છે, પણ તે રસાળ છે. લોક એટલી મહેનત લે છે કે એમાં પુષ્કળ અનાજ તથા ગરમ દેશમાં પાકે એવા બધી જાતના મેવા પકવેછે. માલ્ટાની નારંગી, ઓલીવ અને અંજીર વખાણાયછે.

વલેટા. એ માલ્ટા બેટનું મુખ્ય શહેર અને સારૂ બંદર છે, મજબૂત કિલ્લો અને વેપારમાં કીમતી છે. માલ્ટા બેટ પહેલાં ઇટાલીના કબજામાં હતો. વિશ્વાસઘાત કરી ફ્રેન્ચ લોકોએ સન ૧૭૦૮ માં લીધો અને ફ્રેન્ચ પાસેથી સન ૧૮૦૦મા અંગ્રેજે હસ્તગત કર્યો, તે હજુ સુધી તેમની પાસે છે. હિંદુસ્તાન અને એશિઆખંડના બીજા દેશોમાં જનાર વહાણોને ખોરાક પાણી તથા કોયલા લેવાને માલ્ટા બેટ બહુજ અનુકુળ પડે છે.

## સ્વીટ્ઝર્લાંડ.

બર્ન. એ આર નદીના કાંઠાપર રાજધાનીનું શહેર છે. અને સ્વિત્ઝર્લાંડનાં શોભિતાં શહેરમાંનું એક છે. તેમાં કથીડ્રલ લાઇબ્રેરી, "મ્યુઝીઅમ" "ઑબ્ઝર્વેટરી" કે વેધશાળા અને તોપખાનાંની જોવા લાયક બાંધણી છે. વળી એમાં યુનિવર્સિટિછે. અગ્નિશસ્ત્ર, બંદુકનો દારૂ, ચામડાં, કાગળ અને ગણિત વિદ્યામાં વપરાતાં યંત્રોનાં કારખાનાં છે.

જીનીવા. એ સ્વિત્ઝર્લાંડનું સૌથી શોભાયમાન અને સુંદર શહેર લીમાન સરોવરની નૈરુત્ય કોણને છેડે અને ર્હોન

નદીના બેઉ કાંઠા ઉપર વસેલું છે. એ વિદ્યા અને કળાનું મથક છે. ઘડીઆળ, વાજાંની પેટી, ગણિત વિદ્યાનાં યંત્ર, ઘરેણાં, છરી, ચપ્પુ, તથા અગ્નિશસ્ત્રનાં અગત્યનાં કારખાનાં છે અને તેનો મોટો વેપાર ચાલે છે.

**બાલ.** આ શહેરના બે ભાગ છે. -હાઇન નદીના ડાબા-કાંઠાના ભાગને ગ્રેટ કે મોટો બાલ અને જમણા કાંઠાના ભાગને લિટ્લ કે નાનો બાલ કહે છે. એ સ્વિત્ઝર્લાંડનું સૌથી વધારે વસ્તીવાળું શહેર છે. એમાં એક સુંદર કથીડ્રલ નામાંકિત યુનિવર્સિટિ, અને બીજાં વિદ્યા કળાનાં ઘણાંક ઇન્સ્ટિટ્યુશન છે. એમાં રેશમીકોર, સૂતરાઉ લૂગડાં, ચામડાં, કાગળ અને હાથનાં મોજાંનાં કારખાનાં છે. નદીની ઉપર પૂલ બાંધેલોછે, જેથી શહેરના બેઉ બાગ જોડાએલાછે.

**લોસાન.** એ જીનીવા સરોવરના ઉત્તર કાંઠાપર સુંદર અને આબાદ શહેર છે. એમાં વિદ્યાકળાનાં ઘણાં સ્થળછે. વળી એમાં ઉનનાં લૂગડાં, ઘરેણાં અને ચામડાંનાં કારખાનાં છે.

**જ્યુરીચ.** એ જ્યુરીચ સરોવરને વાયવ્ય છેડે અને લિમટ નદીના મૂળ પાસે વસેલું છે. એ વિદ્યાસંબંધી ઉત્કૃષ્ટ ઇન્સ્ટિટયુશનને માટે પ્રખ્યાત છે. રેશમી અને સૂતરાઉ-કાપડ, લોઢું, એન્જીન અને યંત્રનાં કારખાનાં છે.

**સેંટગાલ.** એ સ્ટીનાચ નદીને કાંઠે અગત્યનું કારખાનાંનું શહેર છે. મસલીન (એક જાતનું ઝીણું લૂગડું) અને દોરા બને છે.

**લૂસર્ન.** એ લૂસર્ન સરોવરને વાયવ્ય છેડે અને રૂસ નદીના બેઉ કાંઠાપર વસેલું છે. એ સ્વિત્ઝર્લાંડનું સૌથી "મનોરંજક અને ખુશકારક શહેર છે. એમાં રેશમી તથા સૂતરાઉ લૂગડાં અને ગાડીઓ બને છે.

**ફ્રૈબર્ગ.** એ શહેર ચિત્ર લેવા લાયક જગ્યામાં વસેલું છે. એ દરિઆની સપાટીથી ૨૦૦૦ ફીટ ઊંચું તથા સારીન નદીના બેઉ કિનારાપર બાંધેલું છે. શહેરની વચ્ચે આવેલી ઊંડી ખીણની ઉપર એક તારનો ઝુલતો પુલ બાંધેલો છે. આ શહેરના કથીડ્રલનું વાજું સારાંમાં સારૂં ગણાય છે.

**પેફ્સ.લ્યૂક. સેંટમોરીજ.**—એ હવા ખાવાની પ્રખ્યાત જગ્યા છે.

**ગ્રિંડલ્વાલ્ડ. જરમાટ.** એ પર્વત અને અચંબો લાગે એવા બરફના મેદાનના સુંદર દેખાવને માટે પ્રખ્યાત છે.

**ઇંટરલાકન. થુન બ્રિએંજ, લ્યુગાનો.**—જાણવા લાયક અને જોવા જોગ શહેરો છે.

**મોરગારટન, સેમપાચ. નાફ્લ્સ, લોપેન.**—એ પ્રખ્યાત લઢાઈનાં સ્થળ છે, જ્યાં આગળ સ્વિસ લોકોએ આસ્ટ્રીઅનને હરાવ્યા હતા.

## जर्मन राज्य.

### प्रशीआ.

**બર્લિન.** એ દેશની લગભગ વચ્ચોવચ સ્પ્રી નદીના કાંઠાપર જર્મન રાજ્યની રાજધાનીનું શહેર છે. યુરોપખંડમાં સૌથી મોટું અને શોભાયમાન શહેરોમાં ગણાય છે. જર્મની વિદ્યાનું મથક છે. કેળવણી સંબંધી ઇન્સ્ટિટ્યુશનને માટે બર્લિન પ્રખ્યાત છે. એ વેપારમાં અગત્યનું શહેર છે. એની યુનિવર્સિટિ કીર્તિમાન છે. એમાં ચીનાઈવાસણ અને ઘરેણાં સારાં બને છે.

**બ્રેસ્લા.** પ્રશીઆની અગ્નિ કોણમાં અને ઓડર નદીના કાંઠાપર એ શહેર છે. એ યુનિવર્સિટિનું સ્થાનછે અને તેમાં ઘણી લાઇબ્રેરીઓ (પુસ્તકશાળા) છે. એ વેપાર અને કારખાનાંનું અગત્યનું શહેર છે.

**કોલોન.** એ -હાઈન નદીના ડાબા કાંઠાપર વસેલું મોટું શહેર છે. તેમાં એક સુંદર કથીડ્રલ છે. તેના "ઓડીકલોન" કે કલોનનું પાણી બહુજ વખણાય છે જેને ગુજરાતી લેકો "કલોનવાટર" કહેછે.

**ફ્રાંકફોર્ટ** એ જર્મનીનાં અગત્યનાં વેપારનાં શહેરોમાંનું એક છે. અહીં દરવર્ષે બે મોટા મેળા ભરાયછે. સન ૧૮૬૬ સુધી આ શહેર સ્વતંત્ર હતું, ત્યારપછી એ પ્રશીઆમાં ગણાયું છે.

**કોનીગ્સબર્ગ.** એ પ્રશીઆનું મુખ્ય શહેરછે. એ પ્રીગલ નદીના કાંઠાપર વસેલું છે અને યુનીવર્સિટીનું સ્થળછે. એ દેશાવર ખાતે અનાજ મોકલવાનું અગત્યનું બંદર છે. અહીં ઘણાં કારખાનાં ચાલેછે.

**ડાન્ટઝિક.** એ વિસ્ચુલા નદીને કાંઠે પશ્ચિમ પ્રશીઆમાં અગત્યનું બંદર, અને કોટથી મજબૂત કરેલું શહેરછે. મુખ્ય નિકાશ-અનાજ અને ઇમારતી લાકડાંની છે.

**હાનોવર.** એ આલરનદીને મળનારી લીન નદીના કાંઠાપર છે. એ પહેલાં હાનોવર રાજ્યની રાજધાનીનું શહેર હતું. એ બર્લિન, બ્રેમેન અને હાંબર્ગ સાથે મોટો વેપાર ચલાવે છે. પ્રશીઆએ હાનોવરનું રાજ્ય સન ૧૮૬૬માં કબજામાં લીધું હતું.

**માગ્ડીબર્ગ.** એ એલ્બ નદીને કાંઠેછે. એમાં ઉત્તમ કિલ્લોછે. એ યુરોપખંડની સૌથી મજબૂત અને અજીત કિલ્લામાં ગણાયછે. એ વેપારમાં ધંધાર્થું અને અગત્યનું શહેરછે. ઉત્તર જર્મનીનાં કથીડ્રલોમાં માગ્ડીબર્ગનું કથીડ્રલ સારૂં ગણાયછે.

**સ્ટેટીન.** ઓદર નદીના મૂખ આગળ પ્રશીઆનું મુખ્ય બંદર છે.

બારેમેન. આ શહેરમાં મોટાં કારખાનાં છે.

| | | |
|---|---|---|
| કીલ સ્ટ્રાલસંડ. ડાનજીગ,વીલહેલ્મસ્હેવન. | } | એ નૌકા સૈન્યનાં મુખ્ય સ્થળ છે. |

આલ્ટોના, મીમેલ. એ વેપારમાં અગત્યના બંદર છે.

| | | |
|---|---|---|
| બોન,હાલ,ગ્રીફ્સ. વા લ્ડ. કીલ, મારબર્ગ. ગોટિંગન. | } | એ યુનિવર્સિટિનાં શહેર છે. |
| મ સ્સેન બ્રામબર્ગ. લિસા,ડસલડાર્ફ,ઈત્યાદિ | } | વ્યાપારનાં ઠેકાણાં છે. |
| એકસલાશાપેલ. એમ્સ,હોમબર્ગ. વીસબેડન,સેલ્ટર્સ. | } | એ હવાખાવાની પ્રખ્યાત જગા છે. |

## બવેરીઆ

મ્યુનિચ. એસર નદીને કાંઠે બવેરિઆની રાજધાનીનું શહેર યુનિવર્સિટિનું સ્થળ અને વિદ્યા કળાને માટે પ્રખ્યાત છે. દૂર્બિન, ગણિત વિદ્યાનાં યંત્ર, મીશીત ધાતુ અને લોઢાનું કામ, રેશમ અને ગાડી વિગેરે અહીં બને છે. મ્યુનિચનું "થીએટર" કે નાટકશાળા આખા જર્મન દેશમાં સૌથી શ્રેષ્ઠ છે.

ન્યુરેમબર્ગ. એ પેગનિટ્સ નદીના કાંઠાપર કોટ બંધ શહેર છે. રમકડાં અને લાકડાંનાં તથા ઘડીઆળનાં કારખાનાં છે.

ઓસબર્ગ. એ લેચનદીને કાંઠે છે. એમાં બવેરિઆનું મુખ્ય તોપખાનું અને વેપારનું મથક છે.

વર્ટસબર્ગ. એ મેનનદી ઉપર મજબૂતગઢ અને પ્રાચિન વખતનું યુનિવર્સિટિનું સ્થળ છે.

રાટિસબોન.—એ રીજેન અને ડાન્યૂબ નદીના સંગમ ઉપર છે. સન ૧૬૬૨થી ૧૮૦૬ સુધી બવેરિઆની રાજ-

ધાનીનું શહેર ઇતિહાસમાં પ્રખ્યાત થયું હતું.

**સ્પેયર્સ.** એ રૈન નદીને કાંઠે ધર્મ પ્રકરણ અને ઇતિહાસ સંબંધી વિખ્યાત ગણાય છે. તેમાં વેપાર પણ સારો ચાલે છે.

**પાસો, ઈંગલસ્ટાટ્, લાંડો.** એ લશ્કરી કિલ્લા છે.

**અર્લાંજર.** જર્મન રાજ્યમાં આ એકજ પ્રોટેસ્ટંટ યુનિવર્સિટિનું શહેર છે.

## વરટેમ્બર્ગ.

**સ્ટટગાર્ટ.** એ નેકર નદીને મળનારી એક નાની નદીપર શોભાયમાન રીતે વસેલું વરટેમ્બર્ગનું મુખ્ય શહેર છે. એ શહેર રીતીસર અને સારૂં બાંધેલું છે. રાજમહેલ અને બીજી સાર્વજનિક ઇમારતો છે, અને ચોપડીઓ બાંધવાના વેપારનું મથક છે.

**અલ્મ.** એ ડાન્યૂબ નદીના ડાબા કાંઠાપર સરહદપર મજબૂત લશ્કરી કિલ્લાવાળું શહેર છે. ૧૪મા સૈકાથી ૧૬મા સૈકા સુધી એ સ્વતંત્ર હતું, તે વખતે તે આબાદી અને ચઢતી દશામાં હતું, જર્મન રાજ્યનાં ૭ સુંદર કથીડ્રલ છે. તેમાંનું એક આમાંછે. શણનાં લૂગડાં અને ચલમ બને છે, અને અનાજનો વેપાર પણ ચાલે છે.

**હિલબ્રાન.** એ નેકર નદીના કાંઠાપર આ સૈકાની શરૂઆત સુધી સ્વતંત્ર હતું. એ જૂનું અને શોભીતુ શહેરછે. લૂગડાં, શેત્રંજી અને રૂપાની જણસોનાં કારખાનાંછે.

**એસલિંજેન.** એ નેકર નદીને કિનારે સૂતરાઉને ઉનનાં લૂગડાં, લોઢાનું કામ, તથા એક જાતના ચળકતા દારૂને માટે પ્રખ્યાત છે.

**લડવિસબર્ગ.** વરટેમ્બર્ગનું મુખ્ય તોપખાનું અહીં છે.

**ટ્યુબિંજેન.** એ યુનિવર્સિટિનું સ્થળ છે.

મિબરાચ. અહીંનાં રમકડાં વખણાય છે.

આલ્લન. એ મીઠાના વેપારનું મથક છે.

વિહ્દબાડ. અહીંનાં ઓસડનાં ગુણવાળાં ઉનાં ઝરણુ વખણાય છે.

## साक्सनी.

ડ્રેસ્ડેન. એ એલ્બ નદીના કાંઠાપર સાક્સનીનું મુખ્ય શહેર અને રાજકુટુંબને રહેવાનું ઠેકાણું છે. ત્યાંની તસબીર ને ચિત્રની ગાલેરી જર્મનીમાં સૌથી સુંદર છે. એના સરસ વિદ્યા સંબંધી ઈનસ્ટિટ્યુશનને લીધે ઘણા અંગ્રેજ લોક જઈને વસ્યા છે. એમાં રેશમી તથા ઉનનાં લૂગડાં, ગણિત વિદ્યાનાં યંત્ર, હાથનાં મોજાં, ઘરેણાં, ચામડાં અને હાથથી બનાવેલાં ફૂળનાં મોટાં અને અગત્યનાં કારખાનાં છે.

લિપઝીગ. એ પ્લીસ અને એલ્સ્ટર નદીના સંગમ ઉપર વસેલું છે. ત્યાંની યુનિવર્સિટિ જુની અને પ્રખ્યાત છે. છાપવાનું અને "પ્યાના" (એક જાતની વાજાની પેટી)ના વેપારનું મથક છે. ત્યાં વર્ષમાં ત્રણ મોટા મેળા ભરાય છે. ત્યારે દુનિઆના દૂર રહેલા ભાગના વેપારીઓ આવે છે.

ચેમનિટસ. એ ચેમનિટસ નદીના કાંઠાપર સાક્સનીમાં સૌથી મોટું અને અગત્યનાં વેપારના કારખાનાંવાળું શહેર છે.

બૌટસેન. એ સ્પ્રી નદીના કાંઠા ઉપર સોભાયમાન વસ્તીવાળું કોટબંધ શહેર છે. ત્યાંનાં સૂતરાઉ લૂગડાં અને સૂતરાઉ મોજાં વખણાય છે.

જ્વીકૌ. એ કોયલા તથા મટોડીની ખાણોના પ્રદેશનું મથક છે.

જીટૌ. એ સાક્સનીનાં શણનાં લુગડાંનાં કારખાનાંનું મથક છે.

**પ્લેઆએન**. એમાં ઉંચી જાતનાં શણનાં લૂગડાં અને "મ-સલિન" (ઝીણું લૂગડું) બને છે.

**ગ્લાચો**. આ શેહેરનું મૂતરાઉ કાપડ, કાગળ અને લો-ઢાનું કામ વખણાયછે.

## બાડન.

**કાર્લસ્રુ**. એ બાડનનું મુખ્ય શેહેર, રીતીસર અને પૈડા-ના આકારમાં બાંધેલું છે. રાજમહેલ વચમાં આવેલોછે.

**માનહીમ**. એ ર્‍હાઈન નદીના જમણા કાંઠાપર અને નેકરનદીના ડાબા કાંઠાપર વસેલું છે. તેના રીતસર બાંધણી અને સ્વચ્છતાને માટે પ્રખ્યાત છે. એમાં ઘરેણાં, શેત્રંજી, કાચ, તમાકુ અને દારૂ બને છે.

**ફ્રેબર્ગ**. એ નાની ડ્રીસમ નદીને કાંઠે આબાદી અને ચ-ઢીઆતું શેહેર છે. ૩૦૦ વર્ષ પહેલાંએ આસ્ત્રિઆને હાથ હતું. ત્યાં એક રોમન કાથોલિક યુનિવર્સિટિ અને ધર્માધ્યક્ષ-નું સ્થળ છે.

**હેડલબર્ગ**. એ નેકર નદીના કાંઠાપર છે. આ શેહેર યુ-નિવર્સિટિ, ઇતિહાસ સંબંધી મનોરંજક વાત અને જબરા કિલ્લાનાં ખંડેરને માટે પ્રખ્યાત છે.

**બાડન**. એ જર્મનીમાં હવા ખાવાની જગાઓમાં મુખ્ય ગણાય છે.

**કોન્સ્ટાન્સ**. એ જાણવા લાયક સેહેર છે.

**ફોર્ઝીમ**. આ શેહેર લોઢાનાં, લૂગડાંનાં કારખાનાં તથા સોના રૂપાનાં કામને માટે પ્રખ્યાત છે.

**સ્ટ્રાસ્બર્ગ**. એ ર્‍હાઈન નદીના કાંઠાપર જબરો કિલ્લોછે. આ શેહેરનું કથીડ્રલ સુંદર અને તેનો અણીદાર મિનારો આ-ખી દુનિઆમાં સૌથી ઉંચો (૪૬૮) ફીટછે. તેમાં બીર ના-મનો દારૂ તથા ચામડાંનો મોટો વેપાર ચાલે છે.

**બ્રનસ્વિક.** એ ઓડરનદીને કાંઠે અસલની વખતે અગત્યનું શહેર હતું. હાલ એની વિદ્વાન ઈનસ્ટિટયુશનને માટે જાણવા જોગ છે.

**મેયેન્સ.** એ ર્‍હાઈન તથા મેન નદીના સંગમ ઉપર ઉત્તર જર્મનીનો સૌથી જબરો અને મજબૂત કિલ્લોછે. તેમાં અનાજનો તથા ઈમારતી લાકડાંનો મોટો વેપાર ચાલેછે.

**મલ્હૌસન.** એ ઇલનદીના કાંઠાપર રેશમી, સૂતરાઉ અને ઉનનાં લૂગડાંનાં કારખાનાંને માટે આખા યુરોપખંડમાં અગત્યનું સ્થળ છે.

**મેટસ.** એ મોસેલ નદીના કાંઠાપર મજબૂત કિલ્લોછે, તે સન ૧૮૭૭ માં ફ્રેંચોના તાબામાંથી જર્મનીને હાથ આવ્યો.

**ડાર્મસ્ટાટ.** એ મોટું શહેર છે.

**રોસ્ટોક.** એ વારનો નદીને કાંઠે આબાદ બંદરછે. તેમાં વહાણ બાંધવાનું કામ ચાલેછે.

**હામ્બર્ગ.** એ એલ્બ નદીના મુખથી ૭૦ મૈલ જર્મનીનું મુખ્ય બંદર ગણાયછે, અને યુરોપખંડનાં વેપારનાં મથકમાંનું એક શહેરછે. તેની બાંધણી શોભાયમાનછે. અને તેનું "ચારીટેબલ" ઈનસ્ટિટ્યુશન કે દાનાશ્રય પ્રખ્યાત છે.

**લ્યુબેક.** એ જર્મનીનાં ત્રણ સ્વતંત્ર શહેરમાંનું મુખ્યછે.

**બ્રિમેન.** એ હામ્બર્ગ બાદ કરતાં જર્મનીનું મુખ્ય બંદર છે. તેમાં વહાણ બાંધવાનાં તથા બીજાં કામ ચાલેછે.

## जर्मनराज्यने लगता बेट.

## पूर्व अने पश्चिम फ्रीसन बेट.

એમ્સ અને વીસરનદીના મુખ આગળ આવેલા નાના બેટછે. એમાં નોરડની મુખ્ય છે.

## हेली गोलांड.

આ બેટ પહેલાં ડેનમાર્કના હાથમાં હતો. તે અંગ્રેજે

સન ૧૮૦૭માં તેમની પાસેથી જીતી લીધો. એનું ક્ષેત્રફળ ૫¼ ચોરસ મૈલ છે. બેટનો એક ભાગ દરિઆના સપાટીથી ૨૦૦ ફૂટ ઉંચો છે. પણ બીજો ભાગ મેદાનછે. દરિઆના જોરથી આ બેટ ઘટી જાયછે.

## उत्तर फ्रीसन बेट.

આ બેટો ડેનમાર્ક પાસેથી સન ૧૮૬૪ માં જર્મને જીતી લીધો, પણ તેમના હાથમાં ફકત પૂર્વકાંઠાનો ભાગ છે બાકીનો ડેનમાર્કે રાખ્યોછે. કાળુ માછલી અને જંગલી પક્ષીની મુખ્ય પેદાશછે.

## आल्सेन.

સન ૧૮૬૪માં ડેનમાર્ક પાસેથી આ બેટ પ્રશીઆના અને આસ્ટ્રિઆના સિપાઇઓએ કબજે કર્યો. આ બેટનું ક્ષેત્રફળ ૧૩૦ ચોરસ મૈલછે. તેમાં મેવો પુષ્કળ પાકેછે.

સં ડરબોર્ગનોરડબોર્ગ.એ આલસેન બેટનાં મુખ્ય શહેરછે.

## फ्रगेन.

પ્રશીઆના કાંઠા પાસેછે. ક્ષેત્રફળ ૩૬૧ ચોરસ મૈલછે. ડેનમાર્કે પ્રશીઆને આ બેટ સન ૧૮૧૪ માં એક શહેરને બદલે પ્રશીઆને આપ્યો.

## आस्ट्रिआ.

વિએના. એ ડાન્યૂબ નદીને કાંઠે આસ્ટ્રિઆના રાજધાનીનું શહેરછે. એનું તોપખાનું અને કારખાનાં વખાણાયછે. યૂરોપખંડનાં મોટાં અને શોભાયમાન શહેરોમાં ગણાયછે. એ યુનિવર્સિટિનું સ્થળ છે. તેની મેડીકલ સ્કુલ પ્રખ્યાત છે. વિએનામાં કોલેજ, મદ્રેસા, નિશાળ, લાયબ્રેરી, મ્યુઝીઅમ, તસબીરની ગાલેરી, થીએટર, કે નાટકગ્રહ ઇત્યાદિ પુષ્કળ થાય છે.

બ્યુડાપેસ્ત. એ ડાન્યૂબના બેઉ કાંઠાપર હંગરીનું સૌથી સુંદર વેપારમાં અગત્યનું અને વધારે વસ્તીવાળું શહેર છે. હંગરીની એકજ યુનિવર્સિટિ બ્યુડાપેસ્તમાં છે. ડાન્યૂબની ઉપર એક મોટો પૂલ પેસ્ત અને બ્યૂડાને જોડેછે અને આ બે મળીને બ્યૂડાપેસ્ત કહેવાય છે.

પ્રાગ. એ બોહીમ્યાનું મુખ્ય શહેર મોલ્ડૌ નદીના બેઉ કાંઠાપર વસેલું છે. સૌથી જૂની યુનિવર્સિટિ પ્રાગ શહેરની છે. ને ઇતિહાસમાં આ શહેર પ્રખ્યાત થઈ ગએલું છે. તે જુદી જુદી વખતે સાતવાર ઘેરાયું હતું.

ટ્રિએસ્ટ. એ આડ્રિઆટિક સમુદ્રને કિનારે આસ્ટ્રિઆનું મુખ્ય બંદરછે. જાત જાતનાં કારખાનાંનું કામ અને પરદેશી વેપારનું મથક છે.

લેમબર્ગ. એ ગાલીશીઆ પ્રાંતનું મુખ્ય શહેરછે. ત્રણ ધર્માધ્યક્ષનું અને યુનિવર્સિટિનું સ્થળ છે. આ યુનિવર્સિટિમાં ૧૦૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓછે. શહેરનો વેપાર ઘણું કરીને યાહુદીના હાથમાંજછે. વરસમાં ઘણા મેળા ભરાય છે. આ મેળામાંનો એક મોહોટો મેળો દોઢમહીના સુધીચાલેછે

બ્રાટસ. એ મ્હુર નદીના બેઉ કાંઠાપર શોભાયમાન રીતે વસેલું શહેરછે. યુનિવર્સિટિનું સ્થાન છે. વિદ્યાકળા સંબધી ઘણી ઈનસ્ટિટયુશનછે. રહેવાની વખાણેલી જગ્યાછે રેશમી, સૂતરાઉ અને ઉનનાં લૂગડાં, ચામડાં અને લોઢાનાં કામનાં કારખાનાં છે. ટ્રીએસ્ટ અને વિએનાના વેપારનું મથક છે.

બ્રુન. એ સ્વારટ્સા અને ઈટ્સ નદીના સંગમ ઉપર વસેલુંછે. આ શહેરનાં શણનાં, ઉનનાં અને સૂતરનાં લૂગડાં પ્રખ્યાત છે.

આસ્ટરલિટસ. સન ૧૮૦૫માં નપોલ્યને આ શહેર આ-

વાળી આસ્ટ્રીઆની અને રૂશિઆની ફોજને હરાવી.

ક્રાકો ઈનસ્પ્રક. એ આસ્ટ્રીઆનાં યુનિવર્સિટિનાં શહેરછે.

પોલા. એ આડ્રિઆટિકના કાંઠાપરછે. તેનું નાવિક તોપખાનું અને ગોદી આસ્ટ્રિઆમાં મુખ્ય છે.

| | |
|---|---|
| પીરાનો, ફ્યૂમ, રોવીગનો, રપાલોટો, જારા, રાગ્યુસા. | એ મુખ્ય બંદર છે. |
| એલમઠસ. ક્રોનસ્ટાટ. ને આફ્રન | એના કિલ્લા પ્રખ્યાત છે. |

ટોકે. એ યૂરોપખંડમાં દારૂની બનાવટને માટે બહુજ વિખ્યાત છે.

## તુર્કસ્તાન

કોન્સ્તાન્તિનોપલ,કે ઈસ્તંબૂલ. એ બાસ્ફુરસની સામુદ્રધુની ઊપર તુર્કસ્તાનની રાજધાનીનું મુખ્ય શહેર છે. ઇ. સ. ૩૩૦માં કોન્સ્તન્તૈન પાદસાહે વસાવ્યું. તે કાળા તથા ભૂમધ્ય સમુદ્રના વેપારને વાસ્તે વધારે અગત્યનુંછે. બહારથી એનો દેખાવ શોભાયમાન અને છટાદારછે, પણ અંદર શેરીઓ સાંકડી, બીડવાળી, અસ્વચ્છ અને કુતરાથી ગણગણાટ વાળુંછે. તેમાં મલમ અને ચામડાંનું કામ થાયછે પણ તે અગત્યનું નથી.

આડ્રિઆનોપલ. એ મહારાજા એડ્રિઅને વસાવ્યું તેથી એનું નામ આડ્રિઆનોપલ પડયું. તે યુરોપી તુર્કસ્તાનનું બીજા નંબરનું શહેરછે. તેમાં સન ૧૩૬૬-૧૪૫૩ સુધી રાજધાની હતી. તે મારીટસા નદીના કાંઠાપર શુશોભીત બાંધેલુંછે, તેમાં સેલીમ બીજાની મસ્જીદ છે. વેપારનું મથકછે. તેમાં રેશ્મી, ઊનના અને શણનાં લૂગડાંનાં અગત્યનાં કારખાનાં છે.

બુખારેસ્ટ. એ રૂમાન્યા પ્રાંતનું મુખ્ય શહેર ડોમબોવિટસાના ડાબા કાંઠાપર વસેલુંછે. તેની બાંધણી હલકી અને રીતવગરની છે, પણ તુર્કસ્તાન અને આસ્ત્રિઆ વચેના વેપારનું મથકછે. રુશિઆએ આ શહેર સન૧૭૬૯માં કબજે કર્યું, તેમની પાસેથી આસ્ત્રિઆએ સન ૧૭૮૯માં લીધું. સન ૧૮૧૨ના કોલકરાર પ્રમાણે તુર્કસ્તાનને રુશિઆને બેસારેબીઆ અને મોલ્ડેવીઆના કેટલાક ભાગ આપ્યા.

સાલોનિકા. એ સાલોનિકાના અખાતને કાંઠે કીમતી અને સુશોભીત વસેલું બંદર છે. એમાં ઘણી સુંદર મસ્જીદ સોફાયાનીછે

ફિલીપેપોલિસ. એ મારિટસાના જમણા કાંઠાપર વસેલું કારખાનાં અને વેપારને માટે પ્રખ્યાતછે.

ગાલિપોલી. એ હેલસ્પોંટ અને મારમોરાના સંગમ ઉપર વસેલું છે. તે નૌકાસૈન્યનું મુખ્ય સ્થળ અને અગત્યનાં કારખાનાંનું શહેરછે. સન ૧૩૫૬માં તુર્કસ્તાનના હાથમાં યૂરોપખંડમાં ફક્ત આ શહેર હતું. ત્યાંથી તેઓ આગળ જીતતા ગયા અને આખો બાલકન દ્વીપકલ્પ જીતીને તુર્કસ્તાન નામ પાડીને રાજ્ય સ્થાપન કર્યું. સૌથી ઉત્તમ "મરોક્કો" (લાલચામડું) ગાલિપોલિમાં બને છે.

| | | |
|---|---|---|
| ગાલાટસ ઈબ્રાઈલ. | ડાન્યુબના કાંઠાપર. | એ તુર્કસ્તાનનાં મુખ્ય બંદર છે. |
| કસ્ટંડજી, વારના, બરગાસ, | કાળાસમુદ્રને કાંઠે. | |
| આવલોના. | આડ્રિઆટિકના કાંઠાપર. | |

| | |
|---|---|
| સ્કુટેરી, જાસી,<br>બોસનાસીરાય, શેડોસ્ટો,<br>વિડિન, સિલિસ્ટ્રિઆ,<br>રુસ્ચુક. | એ વેપારનાં અગત્યનાં શહેરછે. |
| શુમલા, વારના, પ્રિસરેંડ,<br>પોડગોરીટજા. | એ તુર્કસ્તાનના મજબૂત અને પ્રખ્યાત કિલ્લા છે. |

## तुर्कस्ताननने लगता बेट.

### क्रीट.

એજીઅન સમુદ્રમાં તુર્કસ્તાનના હાથમાંનો મુખ્ય બેટ છે. તે ૧૫૦ મૈલ લાંબો અને ૬ થી ૩૫ મૈલ પહોળોછે. કાંઠા ખડક વાળા ને દેશ પહાડી છે. મુખ્ય શિખર ઈડા છે. હવા સારી તથા નિરોગીછે. જમીન રસાળ છે. પણ સારી રીતે ખેડાએલી નથી. રૂ, તમાકુ, ઈમારતી લાકડું, સુગંધી છોડ અને મધ થાયછે. ચામડાં, સાબુ, દારૂ, જાડાંલુગડાં અને રજાઈનાં કારખાનાં છે.

કાંડીઆ. એ ક્રીટ બેટનું મુખ્ય શહેરછે.

### ग्रीस.

ગ્રીશ દેશ. ઈ. સ. ૧૪૮૧થી ૧૮૨૯ સુધી તુર્કસ્તાનના અમલનીચે હતો. પણ બવેરીઆના રાજાના કુંવર ઓથો-એ સન ૧૮૩૨ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

આથેન્સ. એ આથેન્સના અખાતઉપર આશરે પાંચ-મૈલ છેટે ગ્રીસની રાજધાનીનું શહેરછે. પ્રાચીન કાળનાં પ્ર-સિદ્ધ પામેલાં શહેરોમાંનું એકછે. તેમાં અસલનાં ઘણાં દે-વળો હજીસુધી સારી અવસ્થામાં છે. એમાં સન ૧૮૩૬માં યુનિવરસિટિ સ્થાપવામાં આવી છે. એ અર્વાચીન બાંધ-ણીનો સારો દાખલો છે.

હરમોપોલિસ. એ સૈરા બેટના પૂર્વ કાંઠાપર મુખ્ય શહેર અને બંદરછે. આ શહેરમાં યૂરોપખંડના સઘળા દેશના એલચી રહેછે.

પાત્રાસ. એ મોરીઆ દ્વીપકલ્પની વાયુકોણમાં અદ્રિ-આતુ બંદરને કોરીંથના અખાતના મોંઆગળ વસેલું છે. દ્રાક્ષના વેપારને લીધે આ શહેર આબાદ થયુંછે.

જાંટ. આ નામના બેટના પૂર્વકાંઠાપર આબાદ બંદર છે. એ બેટ આયોન્યન બેટમાંનો એક છે.

કોરફ્યુ. એ આયોન્યન ટાપુના કોરફ્યુ નામના બેટનું મુખ્ય શેહેરછે. બંદર અને યુનિવર્સીટિનું સ્થાનછે.

પિરીઅસ. એ આથેન્સનું બંદરછે.

લિવેડયા. એ તુર્કસ્તાનના હાથમાં ઉત્તર ગ્રીસ હતું ત્યારે મુખ્ય શેહેર હતું.

મેસોલોંગા. અંગ્રેજના પ્રખ્યાત કવી લોર્ડ બાયરનને આ શેહેરમાં દાટયોછે. આ ઠેકાણે ગ્રીક લોકો સ્વતંત્ર થવાને માટે બહાદુરીથી લઢયા હતા માટે પ્રખ્યાતછે.

નોપલિઆ. એ સન ૧૮૧૪થી ૧૮૩૫ સુધી ગ્રીસનું મુખ્ય શેહેર હતું. તે મજબૂત બંદર અને વેપારમાં અગત્યનું શેહેર છે.

આરગોસ. એ ગ્રીસ દેશનું સૌથી જૂનું શેહેરછે.

ટ્રિપોલિટ્સા. એ તુર્કલોકના અમલ નીચે મોરીઆ દ્વીપકલ્પનું મુખ્ય શેહેર હતું પણ હાલ ગ્રીસનારાજને તાબેછે.

નાવારીનો. સન. ૧૮૨૭માં આ બંદર આગળ ઇંગ્લીશ ફ્રેન્ચ અને રૂશિઆની નૌકાસૈન્યાએ તુર્કની નૌકાસૈન્યાનો પૂરો નાશ કીધો હતો.

## ग्रीसने लगता बेट.

## आयोन्यनटापु.

આ બેટ સન ૧૮૬૪ના માર્ચ મહિનામાં ગ્રેટ બ્રિટને ગ્રીસને પાછો આપ્યો. તે ગ્રીસની પશ્ચિમ અને વાયવ્યકોણમાં કોરફ્યુ, પાકસો, સાંટામોરા, ઇથોકા, સેફાલોન્યા, જાંટ અને સીરીગો એ સાત બેટ મળીને થયોછે એમાંના કોરફ્યુ તથા જાંટ મુખ્ય છે. હવા નિરોગી પણ અસ્થિરછે.

બેટ પહાડી અને ખડકવાળા પણ ખીણમાં જમીન રસાળ છે. એમાં ઓલીવ અને દ્રાક્ષ પુષ્કળ થાયછે.

### सैक्लेडीज बेट.

એ મોરીઆની પૂર્વ તરફ આવેલાછે. તેના બેટ ઉંચા અને ખડકવાળા પણ રસાળછે. આંડ્રોટીનો, નાકસીઆ, પેરો સૈરા, થરમીઆ, જીઆ, સીફાંટો, ડેલોસ એ મુખ્ય છે. હવા ભેજવાળી પણ સારી છે. જમીન રસાળ અને તેમાં દ્રાક્ષનો દારૂ, મેવો, રેશમ, રૂ ઈત્યાદી થાયછે તથા આરસના પથરા પણ મળેછે.

### पश्चिमस्पारेडीज.

એ સૈક્લેડીજ બેટની પશ્ચિમે આવેલાછે. તેમાંના મુખ્ય કુલુરી, ઈજીના, પોરો હૈડ્રા અને સ્પેટસિઆછે, તેઓ ઘણું કરીને પહાડી અને ઉજડછે. પહેલાએમાં ભૂમી લગાર રસાળછે. સ્પેટસીઆની હવા સારી છે અને ત્યાંની સ્ત્રીઓ સુંદરતાને માટે પ્રખ્યાતછે.

### युबीआ अथवा नेग्रोपोंट.

એ ઉત્તર ગ્રીસની પૂર્વે ગ્રીસના બેટમાં સૌથી મોટો છે. તે ૧૧૫ મેલ લાંબો અને આશરે ૧૫ મૈલ પહોળોછે. પૂર્વ કાંઠો પહાડીછે પણ જમીન બહુ રસાળછે. અનાજ, દ્રાક્ષનો દારૂ, ઢોર, ઘેટાં, બકરાં, ઊન અને રાળ એ મુખ્ય પેદાશ છે.

### उत्तर स्पोरेडीज.

એ યુબીઆની પૂર્વે અને ઈશાન કોણમાં આવેલા બેટો છે. કિર્લીડ્રોમી, સ્કીઆતો, સ્કોપીલો, અને સ્કૈરો મુખ્ય બેટ છે. છેલ્લા એ બહુજ રસાળ છે. દ્રાક્ષનો દારૂ, નારંગી, અંજીર, માછલી, મધ એ પુષ્કળ થાય છે.

### रूशिआ.

સેંટપીટર્સબર્ગ. મહાન પીટરે આ શહેર ઈ.સ. ૧૭૦૩માં

વસાવ્યું તેના નામ ઉપરથી શહેરનું નામ પાડ્યું. એ નીવા નદીને કાંઠે ફિનલાંડ અખાતને મથાળે છે. એની સાર્વજનિક ઈમારતો ઘણી છે. તેમાં મુખ્ય "વિંટરપાલેસ" છે. એમ કહેછે કે આખી દુનિઆમાં કોઈ પણ બાંધણી એની બરોબરી કરી નહીં શકે. શેરી પોહોળી અને રીતીસર છે. અને ચોક મોટા અને વિસ્તીર્ણ છે રાજ્યનું આ મુખ્ય બંદર છે. રૂશિઆમાં ૭ યુનિવર્સિટિ છે. તેની એક સેંટપીટર્સબર્ગમાં છે. શહેર મજબૂત છે અને વળી તેના રક્ષણને માટે ક્રોન્સ્ટાટનો કિલ્લો છે. ક્રોન્સ્ટાટ નૌકાસૈન્યનું મુખ્ય સ્થળ છે. નવેંબર મહિનાથી મે મહિનાની શરૂઆત સુધી બાલ્ટિકનાં બીજાં બંદર પ્રમાણે આ બંદર બરફથી બંધ થાયછે.

મોસ્કો. એ મોસ્કોવા નદીના કાંઠાપર રૂશિઆની જૂની રાજધાની છે. આ પવિત્ર શહેર ગણાય છે. જો કે આ શહેર ઘણું કરીને લાકડાંનું બાંધેલું છે, તોપણ તેનું ક્ષેત્રફળ વિસ્તીર્ણ છે. વચમાં ક્રેમલીન કરીને એક ત્રિકોણ રૂપી કોટ છે તેની બહારની બાજુએ પરાંછે આ પરાંની આસપાસ પણ કોટ બાંધેલો છે. મોસ્કો બીજા નંબરનું શહેરછે ત્યાં જૂના કુળના અમીરો ઘણું કરીને રહેછે. એનાં કારખાનાં સેંટપીટર્સબર્ગનાં કરતાં વધારે મુલ્યવાન અને અગત્યનાં છે. મુખ્ય બનાવટ રેશમી, ઉનનાં અને સૂતરાઉ લૂગડાં; ચિત્રેલી ઘરેણાં, ઈત્યાદિ. એની યુનિવર્સિટિમાં બે હજાર વિદ્યાર્થી છે. ૩૭૦ ઉપરાંત દેવળ છે, અને મોસ્કોનો ઘંટ દુનિયાંમાં સાૈથી મોટો છે. આ શહેર બારમા સૈકામાં વસાવ્યું હતું; તેરમા સૈકામાં મુગલોથી બેવાર લૂટાયું; ચાૈદમા સૈકાથી અઢારમા સૈકા સુધી મસ્કોવી પ્રાંતનું મુખ્ય શહેર હતું ૧૯મા સૈકાની શરૂઆતમાં ફ્રેન્ચને હાંકી કાડવાને માટે અને પોતાનું પ્રીય

શહેર શત્રુના હાથ ન જાય માટે રૂશિઅન લોકે બાળી નાખ્યું હતું

વારસા. એ વિસ્ચ્યુલા નદીના ડાબાકાંઠાપર *પોલાંડના જૂના રાજ્યની રાજ્યધાની હતું. રૂશિઆમાં આ ત્રીજા નંબરનું શહેર ગણાય છે. એ ધામધુમીઉ, આનંદી અને સુંદર છે. તેમાં "આલિકસાંડર" નામનો એક શોભાયમાન કિલ્લો છે. આ કિલ્લો નિકલસ પહેલાએ (રૂશિયાનોઝાર) સન ૧૮૩૨માં બાંધ્યો. એ પોલાંડનું વિદ્યા અને વેપારનું મથક છે. તથા તેમાં અગત્યનાં કારખાનાં છે.

રૈગા. એ ડયૂના નદીના મુખ આગળ અને રૈગાના અખાત ઉપર આવેલું શહેર છે. તે રૂશિયન રાજ્યનું ઘણુંકરીને સૌથી ઉત્તમ બંદર છે. તેની આશપાસ કોટ બાંધેલો છે. અને રક્ષણને માટે "ડયૂનામંડ" નામનો કિલ્લો છે. મુખ્ય નિકાશ-શણ, ઈમારતી લાકડું, ચરબી અને ચામડાંછે.

ઓડેસા. એ કાળા સમુદ્રની વાયવ્યકોણના કાંઠાપર વસેલું છે. તે કાળા સમુદ્રના વેપારનું મથક છે. તથા બહુજ મજબૂત કરેલું છે, અને તેના રક્ષણને માટે એક કિલ્લોછે. મુખ્ય નિકાશ-અનાજ અને ઉન. આયાતમાલ. સુતરાઉ, શણનાં અને ઉનનાં લૂગડાં, લોઢું, યંત્ર અને છરી, ચપુ ઇત્યાદિ. સન ૧૮૫૪ની લડાઇમાં ફ્રેન્ચ અને ઈંગ્લિશ નૌકાસૈન્યથી ઓડેસાને કેટલુંક નુકશાન થયું હતું. આ શહેર સન ૧૭૯૨માં વસાવ્યું હતું.

આસ્ટ્રાખાન. વોલગા નદીના મુખઆગળ કાસ્પિઅન સમુદ્રને કાંઠે મજબૂત કરેલું બંદર છે. રૂશિઆ, ઈરાન અને હિંદુસ્તાન વચ્ચેના વેપારનું મથક છે. એનાં કારખાનાં અગત્યનાં છે. મુખ્ય ઇમારતો ક્રિસ્તિ ધર્મનાં દેવળ,

*પોલાંડ દેશ રૂશિઆનો પ્રાંત છે એમ ઈ. સ. ૧૮૩૧ માં ઠર્યો.

યાહુદીનાં દેવળ, મુસલમાનની મસજીદ અને હિંદુઓનાં દેવસ્થાન છે.

**આરકેંજલ.** એ ડવીના નદીના મુખ આગળ શ્વેત સમુદ્ર ઉપર છે. સેંટપીટર્સબર્ગ સ્થાપ્યું તે પહેલાં આરકેંજલ વસ્યું હતું અને રૂશિઆનું આ એકજ બંદર હતું. જોકે એનો અસલનો વેપાર સેંટપીટર્સબગ મારફતે ચાલે છે, અને બરફને લીધે વર્ષના આઠ મહિના સુધી બંધ થાયછે, તોપણ ઉત્તર રૂશિઆનું આ હજુ સુધી મુખ્ય શહેરછે. અને સૈબીરિઆ સાથેના વેપારનું મથક છે. તે ઘણું મજબૂત કરેલું છે. મુખ્ય નિકાશ ઈમારતી લાકડું, અનાજ, ચરબી, ચામડાં અને ડામર છે.

**કીફ.** એ નીપર નદીના કાંઠાપર યૂરોપમાં જૂનામાં જૂનું શહેરછે. તે રૂશિયન લોકનું પવિત્ર સ્થાન અને કેટલાંક વર્ષ વાસ્તે રાજધાનીનું શહેર હતું. તે બહુજ મજબૂત છે. યુનિવરસિટિનું સ્થળછે, અને દરવરસે હજારો યાત્રાવાસી ત્યાં આવે છે.

**નિજનીનોવગોરોડ.** ઓકા અને વોલગા નદીના સંગમ ઉપર આ શહેર છે. ત્યાં દરવર્ષે જુલાઈ મહિનાથી સપ્ટેંબર મહિના સુધી મોટો મેળો ભરાય છે. ત્યારે દુનિઆંના સઘળા ભાગમાંથી વેપારીઓ આવે છે. મેળાના મહિનામાં વસ્તી જે હમેશ ૪૦૦૦૦ની છે તે આશરે ૨½ લાખની થાયછે. અને ૨০০০০০০০ રૂપિઆનો વેપારથાયછે.

**સેબાસ્તપોલ.** એ ઈનકરમાન નદીના મુખ આગળ ક્રિમીઆ દ્વીપકલ્પની નૈરૃત્ય કોણ પાસે બંદરછે. પહેલાં આ કાળા સમુદ્રના નૌકાસૈન્યનું મથક હતું. સન ૧૮૫૫ માં ઇંગ્લિશ અને ફ્રેન્ચે લીધું ત્યાર પછી આ શહેર પડતી દશામાં આવી પડયું છે.

આલમા, ઈન્કરમાન, બાલાકલાવા. } સેબાસ્તપોલ પાસે આ ત્રણે શહેર આગળ સન ૧૮૫૪-૫૫માં અંગ્રેજ અને ફ્રેંચ ફોજે રૂશિઆન સેનાને હરાવી.

ફેબ્જાન, ખારકોફ, ડોરપાટ, હેલસિંગફોર્સ } એ રૂશિઆનાં બાકી રહેલાં યુનિવર્સિટિનાં શહેર છે.

વિંડો, નારવા, પરનોરીવેલ. એ બાલટિક સમુદ્રને કાંઠે વેપારનાં મોટાં બંદર છે.

ઓનીગા. એ શ્વેત સમુદ્રના કાંઠાપર આરકેંજલથી ઉતરતું બંદર છે.

ટાગનરોગ, બરડી, આન્સ્ક, કર્ચ. } એ ઓડેસાથી ઉતરતાં બંદર કાળા સમુદ્રને કાંઠે આવેલાં છે.

બાકુ. એ આસ્ટ્રાખાન પછી કાસ્પીઅનનું મુખ્ય બંદરછે

ક્રોનસ્ટાટ સ્વીઓર્ગ. બાલટિકસમુદ્રનેકાંઠે. નિકોલેવ. કાળા સમુદ્રને કાંઠે } એ નૌકાસૈન્યનાં સ્થાનછે,

ઈકાટરિંબર્ગ. યુરલપર્વતનીપેલીમેર. પર્મ, જીલેટસ, વિકસા. મ્યુરોમ. } એ ખાણુ પ્રદેશનાં મથક છે.

## રુશીઆને લગતા બેટ.

### વેગાચ.

આ બેટ રૂશિઆના ઈશાન કાંઠાથી વેગાચની સમુદ્રધુનીથી જૂદો પડેલો છે. તે ૬૫ મૈલ લાંબો અને ૩૫ મૈલ પહોળો ખડક વાળો અને લગભગ ઉજડ છે, પણ ત્યાં માછલી, રૂવાળા પ્રાણી અને પક્ષી પુષ્કળ મળે છે. વસ્તી ઓછીછે, પણ અમુક રૂતુમાં રૂશિયન ત્યાં માછલી પકડવાને અને શિકાર કરવાને જાયછે.

## नोवाजेंबला.

ઉત્તર મહાસાગરમાં વેગાચની ઈશાન કોણ તરફ આ સંમૂહ આવેલો છે. વેગાચ અને નોવાજેંબલાની વચ્ચે કારા સમુદ્રધુની આવેલી છે. ૪૭૦ મૈલ લાંબો અને પહોળો ૫૬ મૈલ છે. વનસ્પતિ થતીજ નથી, પરંતું સીલ, રેનડીઅર, જળકૂકડી, વાલરસ, શીઆળ અને રીંછ ઘણાં છે. વસ્તી નથી પણ ઉનાળામાં આરકેંજલથી વાલરસનો શિકાર કરવા વાસ્તે લોક આવે છે.

## स्पीट्सबरगेन.

ઉત્તર મહાસાગરમાં ત્રણ બેટ આવેલા છે. તેમાં સ્પિટસ્બરગેન મુખ્યછે. નાના બેટ ઘણા છે. કાંઠો ઉંચો ખડકવાળો છે. પણ સારાં બંદર થોડાંજ છે. સપાટી પહાડી ને બરફથી હમેશ ઢંકાઈ ગએલી, તેથી વનસ્પતિ થતીજ નથી. ટાઢ ઘણીજ પડેછે. વર્ષના દશ મહિના સુધી પારો ઠરી જાયછે. અકટોબરથી ફેબ્રુઆરી સુધી સૂર્ય દેખાતો નથી, પણ બીજા ચાર મહિના સુધી તે આથમતોજ નથી અને ગરમી બહુજ થાયછે. વિલ્યિમ બેરેંટસ કોઈ વલંદાના વહાણવટીએ સન ૧૫૯૬માં આ બેટની શોધ કરી હતી.

## एलांड आरकी पेलागो

બાલટિક સમુદ્રમાં બોથનિઆ અખાતના મૂખ આગળ આશરે ૨૦૦ બેટછે. એમાંના ૯૦માં વસ્તીછે. લોક સ્વીડીશ જાતનાછે. એમાં એલાંડ એ મુખ્ય બેટછે, અને બીજા કેટલાક રસાળ, ઝાડવાળા અને લોકને પૂરૂ થાય એટલા અનાજ તેમાં થાયછે. એલાંડ આરકીપેલગો નૌકાસૈન્યનું અગત્યનું સ્થળછે. રૂશિઆએ સ્વીડનની પાસેથી સન ૧૮૦૯ માં લીધો.

બોમરસંડ. એ મુખ્ય કિલ્લો અને નૌકાસૈન્યનું સ્થળ હતું. સન ૧૮૫૪માં અંગ્રેજે અને ફ્રેંચે એ કિલ્લાનો નાશ કર્યો.

ડેગો. ઓસેલ. એ રૈગા અખાતની આડે આવેલા બેટ છે. તે મોટા વસ્તીવાળા અને રસાળ છે.

---

# आफ्रिका खंड.

## बार्बरी संस्थान.

### મારોકો.

ફ્રેજ એ સેબુ નદીની પાસે મોરાક્કોનું મુખ્ય શહેર છે. મધ્ય કાળમાં ફ્રેજ વિદ્યાનું એક મથક હતું. હાલ વિદ્યાનાં ઇન્સ્ટીટ્યુશનને માટે પ્રખ્યાત છે. એ શહેરમાં ૩૦૦ મસ્જીદ છે. મુસલમાનોમાં આ પવિત્ર ધામ ગણાય છે. રેશમી અને ઉનનાં લૂગડાં અને લાલ રંગનાં ચામડાં ("મોરાક્કો" કહે છે તે) વખણાય છે.

મારોકો કે મારાકાશ. (મુંમરાકેશ.) એ મારોક્કો પ્રાંતની રાજધાની છે. તે ફળદ્રૂપ પ્રદેશમાં વસેલું છે. શેરી સાંકડી અને ચારે તરફ ખંડેર માલુમ પડે છે. રેશમી કાપડ, કસબ, અને "મોરાક્કો" નામનું લાલ ચામડું અહીં બને છે.

તાંજીર્સ કે તાંજીર. એ જીબ્રાલ્ટરની સામુદ્રધુનીની પશ્ચિમ છેડે બંદર છે. તે વેપારમાં અગત્યનું અને જાણવા લાયક છે. ત્યાં ઘણા યુરોપીઅન અધિકારીઓ અને વેપારીઓ રહે છે.

તેતુઆન. એ જીબ્રાલ્ટરની સામુદ્રધુનીને કાંઠે સ્પેનના તાબામાં એક બંદર છે.

સ્યુટા. એ જીબ્રાલ્ટરના ગઢની સામે છે. આ બે (જી-

બ્રાલ્ટર અને સ્યુટા) ગડને "હરકયુલીજના થાંભલા" કહે છે. સ્યુટા સ્પેનના તાબામાં છે.

મોગાડોર. એ મોરાક્કોની પશ્ચિમ કાઠે બંદર છે. એ શહેર ૧૮મા સૈકામાં વસ્યું છે. એની બાંધણી યુરોપના જેવી છે.

## આલજીરીયા.

આલજીર્સ. એ ઉત્તર કાંઠાપર મુખ્ય શહેર અને બંદર છે. એને ફરતો કોટ છે. શહેરમાં બે પરાં છે. એકમાં ફ્રેંચ અને બીજામાં દેશીલોક વસે છે. આલજીર્સની હવા ક્ષય કે છાતીના રોગવાળાને બહુ માફક આવે છે, તેને લીધે યુરોપના કેટલાક લોક જે શીઆળો સહન કરી શકતા નથી તેઓ તે ઋતુમા આલજીર્સમાં જઈ રહેછે.

ઓરાન. એ ઉત્તર કાંઠાપર મજબુત અને અગત્યનું બંદર છે. અહીંથી ત્રણ મૈલ ઉપર મર્સ-એલ-કીબર બીજું સારૂં બંદર છે.

કોન્સ્ટાનટેન. એ રમેલ નદીને કાઠે છે. અસલની મોટાઈનાં નિશાન હાલનાં ખંડેરમાં જણાય છે. "ફિલિપવિલ" એ એનું બંદર છે

બ્લૈડા. એ આલજીર્સના નૈરૃત્ય કોણમાં લશ્કરની છાવણીની જગા છે.

મસકારા. એ ઓરાનની અગ્નિકોણમાં અબદુલ કાદરનું મુખ્ય શહેર હતું.

બુગી કે બુજ્યાં. મધ્ય કાળમાં એ મુસલમાનનાં પવિત્ર સ્થળમાંનું એક હતું, આલજીરિયા પ્રાંત ફ્રેંચના તાબામાંછે.

## ટયૂનીસ.

ટયૂનિસ. એ રાજધાનીનું શહેર છે. એક સરોવર જે ટયૂનિસ અખાત સાથે ગોલેટા સામુદ્રધુનીથી જોડાએલું છે.

તેના કિનારાપર વસેલું છે. બાર્બરી સંસ્થાનમાં વેપારને માટે ટ્યૂનિસ સૌથી અગતનું છે અને એની અગ્નિકોણમાં કાર્થેજનાં ખંડેર છે.

કેરવાન. એ શહેર આરબલોકના કબજામાં આફ્રિકાનો જે બાગ અગાઉ હતો તેનું મુખ્ય શહેર હતું.

## ટ્રીપોલી.

ટ્રિપોલી. એ આ પ્રાંતના "એ" ની રાજધાની અને મોટું બંદર છે.

મેમૂરાટા. એ ઉત્તર કાંઠાપર ફીરંગીને માટે પ્રખ્યાતછે.
બેનઘાઝી. એ બાર્કા પ્રાંતનું મુખ્ય શહેર છે.

મૂરજક. એ ફૂજાનમાં વેપાર સંબંધી જબરો ધંધો કરનાર શહેર છે.

બાર્બરી સંસ્થાનમાં મુખ્ય નિકાશ— ખજૂર, "ઓલીવ" તેલ, મીણ, તમાકુ, વાદળી, ઢોર, ચામડાં, "ફૂજટોપી" અને રેશમી કાપડ. આયાતમાલઃ— સૂવર્ણરેજ, મૃગપક્ષીનાં પીછાં, હાથીદાંત, દક્ષિણથી આવેલા ગુલામ અને યૂરોપખંડનો બનાવેલો માલ.

## मिसर देश.

કાયરો. એ મિસરની રાજધાની અને આફ્રિકાનું સૌથી મોટું શહેર ને વેપારનું મથક છે. આલેકસાંદ્રિઆ તથા સૂવેજ સુધી રેલવે બાંધેલી છે. દુનિઆનાં પ્રખ્યાત "પિરામિદ" કાયરોમાં છે. "ચીઓપ્સ" નું પિરામિદ સૌથી મોટુંછે તે ૪૮૦ ફૂટ ઊંચું અને ૧૩એકર જમીનપર બાંધેલુંછે.

આલેકસાંદ્રિઆ. એ મિસરનું મુખ્ય બંદર અને નૌકાસૈન્યનું સ્થળછે. સૂવેજ સુધી સ્થળ માર્ગે જતાં આ અગતનું છે.

ડામીએટા. એ નૈલનદીના એક મુખ્ય આગળછે. આ-

ગાઉ એક જાતનું સૂતરાઉ કાપડ જેનું નામ શહેર ઉપરથી "ડિમટી" પાડયું તેને વાસ્તે અને ચામડાંનાં કામને માટે પ્રખ્યાત હતું.

**રોસેટા.** એ નૈલનદીના બીજા મુખ્ય આગળ છે. મિસરદેશની અસલ વિદ્યાના જે અક્ષર લખતા હતા તેનો ખુલાસો એક પત્થર ઉપર કોતરેલો હતો, તે પત્થર રોસેટામાં જડયો, હાલ તેને લંડન શહેરમાં "બ્રિટિશ મ્યુઝીઅમ"માં રાખ્યો છે. રોસેટા અસલની વખતમાં કોટિક શહેર હતું પણ હાલ તૂટી પડ્યું છે; તો પણ તેના બાંધણાં સારી અને શોભીતી છે.

**સૂવેજ.** એ સૂવેજની નહેરને દક્ષિણ છેડે આબાદ વેપારી શહેર છે. નાનું અને રચના સારી નથી પણ નહેર ખોદ્યા પછી વેપાર સંબંધી બાબતમાં અગત્યનું થયું છે.

**પોર્ટસઇદ.** એ સૂવેજની નહેરને ઉત્તર છેડે વેપારી શહેર છે. એની સ્થિતિ ચઢતી છે.

**ઇસ્માલ્યા.** એ નહેરની લગભગ વચોવચ આવેલું મોટું શહેર છે.

**સીઉટ** એ નૈલ નદીની ઉપર મધ્ય મિસરનું મુખ્ય શહેર છે. કૈરોની દક્ષિણમાં એ સૌથી અગત્યનું શહેર ગણાય છે.

**ખારતુમ.** એ ન્યૂબીઆનું મુખ્ય શહેર છે. તે ધોળી અને નીળી નૈલ નદીના સંગમ ઉપર છે. નૈલ નદીના વેપારનું મથક છે.

**સૂએકિન.** એ લાલ સમુદ્રને કાંઠે છે. ન્યુબિઆમાં આ એકજ બંદર છે.

**નવું ડોંગોલ્યા.** એમાં ન્યુબીઆની લશ્કરની છાવણી રહે છે, અને તે વેપારમાં અગત્યનું છે.

**એલઓબિદ.** એ કારદોફાનનું મુખ્ય શહેર છે.

મિસર દેશની ઘણી ખરી વસ્તી ખેતીનું કામ કરેછે. ન્યુબીઆમાંતો બાઈડીજ આ કામે લાગે છે. શેત્રંજી, ઘ-ણનાં અને ઉનનાં લુગડાં, માટીનાં વાસણ અને લડાઈ-નાં હથિઆરનાં કારખાનાં છે. **મુખ્ય નિકાશઃ—** સોનું, હાથીદાંત, મૃગપક્ષીનાં પીછાં, શણ, રૂ, ગળી, ધાન્ય અને ગુંદર.

સૂવેજની નહેર લાલ સમુદ્ર તથા ભૂમધ્ય સમુદ્રને જોડેછે. પોર્તસયદથી નીકળી આ નહેર સંયોગીભૂમિની આડે મંજાલા, એલબાલ્લા અને ટિમસાહ સરોવરમાંથી ઇસ્મેલીઓ જાયછે, કૂલ લંબાઈ ૯૦ મૈલ, પહોળાઈ સાંકડી અને બે વહાણ સાથે જવાને પૂરી જગા નથી, પણ ઠેકાણે ઠેકાણે વહાણને બાજુ પર થવાને સારૂ "સૈડિંગ્સ" કરેલાછે, જેથી વેપાર અને ઉતારૂને હરકત પડતી નથી.

## आबिसीनिया.

**ગોંદાર.** એ મુખ્ય શહેર ડેમ્બીઆ સરોવરની ઇશાન ખૂણામાં છે.

**ડેબ્રાટાબોર.** એ મોટું શહેર માજી રાજા "થીઆડોર" ને રહેવાનું ઠેકાણું હતું.

**આડોવા.** એ આબિસિનિયામાં બીજા નંબરનું શહેર છે.

**આક્સમ.** એ જૂની રાજધાનીનું શહેર હતું. એના મિનારા, દેવળો અને ગ્રીક તથા હબશી ભાષામાં શિલા લેખ લખેલા છે તે ઉપરથી અસલની મોટાઈ જણાય છે.

**મગદાલ્લા.** આ જબરો કિલ્લો થીઆડોર રાજા પાસેથી બ્રિટિશ લશ્કરે ઈ. સ. ૧૮૬૮માં લીધો. થીઆડોરનું મરણ અહીં થયું હતું.

દુનીઆનાં સર્વથી જૂનાં રાજ્યમાં આબિસિનિયા ગણા-

ય છે. પણ હાલ પડતી દશામાં છે. એનાં શહેર ગામડાં જેવાં અને ઘર માટીનાં અને જેવાં તેવાં બાંધેલાંછે. છાપરાં સપાટ અને ભીંત ખડબચડા પથરા અને માટીની કરેછે.

## पूर्वआफ्रिका.

ગાલ્લ દેશઃ—આબિસિનિયાથી વિષુવવૃત્ત સુધી અને પશ્ચિમમાં જીવલ નદીથી પૂર્વ તરફ ગણાય છે.

ગોંડોકોરો. એ મુખ્ય શહેર છે.

સૂમાલીદેશઃ—એડન અખાતના દક્ષિણ કાંઠાપર આવેલો મૂલક.

હારાર.
બર્બેરા. } એ સૂમાલીદેશનાં મુખ્ય શહેર છે.

આજાનદેશઃ—સૂમાલી દેશથી જુબાનદી સુધીનો મૂલક.

મેગાડોક્સીઆ. એ મુખ્ય શહેર છે.

જાંઝીબારપ્રાંતઃ—આજાણ દેશથી કેપ ડેલગાડો સુધીનો મૂલક મસ્કતના ઇમામને તાબે છે.

જાંઝીબાર. એ બેટપર મુખ્ય શહેર છે. વસ્તી ઘણું કરીને આરબોની છે. ગુલામ, હાથીદાંત, વસાણું અને તેજાનાનો વેપાર ચાલે છે.

મોમ્બાસ. એ મોટું બંદર છે.

મોઝામ્બીકઃ—કેપ ડેલગાડોથી જાંબેઝી નદી સુધી છે. આ દેશ વિષે ઝાઝું જાણવામાં આવ્યું નથી. જાંબેઝી નદીના દક્ષિણના મૂલક વિષેજ થોડું જણાયલું છે એનો કેટલોક ભાગ પોર્ટુગીજના તાબામાં છે. તેમનાં સંસ્થાનનાં નામ. કિલીમેન, સીના અને ઇનામબેન છે.

સોફાલા. એ મુખ્ય શહેર કાંઠાપર છે.

# दक्षिण आफ्रिका.

## केपकालोनी.

આ સંસ્થાન ઈ. સ. ૧૬૫૦ માં વલંદા લોકે વશ કર્યું. તેમની પાસેથી અંગ્રેજોએ ઈ. સ. ૧૮૦૬ માં લીધું.

**કેપટાઉન.** એ મુખ્યશહેર અને અગત્યનું બંદર ટેબલ બેટની પાસે છે, વસ્તીનો અર્ધોભાગ યુરોપિયન છે. એ યુનિવર્સિટિ અને ધર્માધ્યક્ષનું સ્થળ છે.

**ગ્રેહામટાઉન.** એ કેપટાઉનની પૂર્વે ૫૦૦ મૈલ અને કાંઠાથી ૨૫ મૈલ છે.

**પોર્તઈલીજાબેન.** એ કેપ કાલોનીના પૂર્વ ભાગનું મુખ્યશહેર તથા બંદર આલગોઆ અખાતના કાંઠાપર અનુકુળ વસેલું છે. આ પ્રાંતમાં મુખ્યઉદ્યોગ ખેતી અને ખાણ ખોદવાનો છે. દારૂસિવાય બીજું કશું બનતું નથી. મુખ્યનિકાશ. ઉન, કાચુંત્રાંબું, પીછાં, ઘેટાનાં ચામડાં, હાથીદાંત અને દારૂ. ગ્રેટબ્રિટનથી પુષ્કળ માલ આવે છે. ગવરનર ઘણુંકરીને કેપટાઉન કે ગ્રેહમટાઉનમાં રહે છે. સરકારી નિશાળો ઘણીછે. ઈંગ્લિશ તથા વલંદાભાષા શિખવેછે.

## काफ्रेरीआ.

એ નાતાલ અને કાલોની વચ્ચે આવેલું સંસ્થાન છે. મૂલક પહાડી પણ જમીન રસાળ અને ખેડાય એવી છે. લોક હાટેટોટ કરતાં ચઢીઆતા છે.

## नाताळ.

વાસકોડી ગામાએ આ પ્રાંત ઈ૦ સ૦ ૧૪૯૭ના ડીસેંબરની ૨૫ મી તારીખ જેને ખ્રીસ્તી લોક નાતાળ કહે છે તે દહાડે શોધ કાઢ્યો તેથી પ્રાંતનું નામ નાતાળ પાડ્યું છે.

**પીટરમારિટસબર્ગ.** એ કાંઠાથી ૫૦ મૈલ દૂર મુખ્ય શહેર છે. અહીં ખ્રીસ્તી ધર્મનો અધ્યક્ષ રહે છે.

**પોર્ટનાતાળ.** એ મોટા શહેરમાં ૬૦૦૦ માણસની વસ્તી છે.

**ડરબાન.** એ પ્રાંતનું મુખ્ય બંદર છે.

નાતાળમાં મુખ્ય ઉદ્યોગ ખેતી છે, પણ ઉન, ચાંમડાં, ખાંડ અને હાથીદાંતનો સારો વેપાર ચાલે છે. લેફટેનેન્ટ ગવર્નર એનો રાજ્ય વહિવટ ચલાવે છે.

## જૂલૂદેશ.

આ દેશ વિષે થોડુંજ જાણવામાં આવ્યું છે. એની ઉત્તર હદ ઉપર લીમ્પોપોનદી આવેલી છે એકે શહેર નથી અને વિશાળ તથા રસાળ પ્રદેશ ખેડ્યા વગર પડતર રહેલો છે.

## ત્રાંસવાલ સંસ્થાન.

વલંદા ખેડુતોએ કેપકાલોનીથી જઈ ઇ૦ સ૦ ૧૮૩૬માં આ સંસ્થાન વસાવ્યું. હવા સારી અને જમીન રસાળ છે, એમાં વલંદાની વસ્તી વધારે છે.

**પ્રીટોર્યા.** એ મુખ્યશહેર દેશની લગભગ વચ્ચોવચ આવેલું છે, હાથીદાંત અને મૃગ પક્ષીનાં પીંછાંનો વેપાર ચાલે છે.

**પોચેફસ્ટ્રૂમ.** એ સંસ્થાનની નૈરૂત્ય ખૂણામાં સૌથી મોટી જગા છે.

મુખ્ય ઉદ્યોગ ખેતી અને ઢોર ચરાવવાનો છે. બજાર ન હોવાથી વેપાર સારો ચાલતો નથી.

## આરેંજ નદીનું સ્વતંત્ર સંસ્થાન.

**બ્લુમફોંટેન.** એ મુખ્ય શહેર છે.

એ સંસ્થાનમાં મુખ્ય ઉદ્યોગ ખેતી અને ઢોર ચરાવવાનો છે, હાલમાં હીરા ખોદવાનો વેપાર ચાલે છે. એમાં વલંદા અંગ્રેજ અને જર્મનની વસ્તી છે. કેપકાલોની અને ત્રાંસ-વાલ સાથે ઉન, ચામડાં, મૃગ પક્ષીનાં પીછાં, સોનું અને હીરાનો વેપાર ચાલે છે.

## पश्चिम आफ्रिका.

### सेनीगांबीया.

આ દેશમાં સીદી લોકનાં સંસ્થાન સિવાય કાંઠાપર અંગ્રેજ, ફ્રેંચ અને પોર્ટુગીજનાં તાબાનાં ત્રણ સંસ્થાન છે.

**બાથર્સ્ટ.** એ ગામ્બીઆ નદીના મુખ આગળ આવેલો ગામ્બીઆ પ્રાંત અંગ્રેજના તાબામાં છે, તેમાં બાથર્સ્ટ મુખ્યશહેર છે. પ્રાંતનું ક્ષેત્રફળ ૨૧ ચોરસ મૈલ છે, ત્યાં અંગ્રેજનાં ફક્ત ૬૦ માણસ વસે છે. બાકીની વસ્તી સીદીની છે.

**સાંગલુઈ.** એ સેનીગાલનદીના મુખ આગળના પ્રાંતનું મુખ્યશહેર ફ્રેંચના તાબામાં છે.

**પોર્ટેડિક.** એમાં ફ્રેન્ચ ગવરનર રહેછે.

**ફોર્ટગોરી.** એમાં લેફ્ટેનન્ટ ગવરનર રહેછે.

ડોમિંગો.<br>કાચીઓ.<br>બિસાઓ.<br>જીબા.<br>} એ પોર્ટુગાલના તાબામાં છે.

### सिएरालिओन.

સન ૧૭૮૭ માં દેશી સરદારે આ પ્રાંત અંગ્રેજને સોંપ્યો. ત્યારથી ગુલામનો વેપાર અટકાવવાને અંગ્રેજોએ આ પ્રાંત એમના કબજામાં રાખ્યો છે.

ફ્રિટૌન. એ તથા સાંગન્નૂવી આફ્રિકાના પશ્ચિમ કાંઠાપર સૌથી મોટાં શહેર છે.

## લૈબીર્યા.

એ પ્રજાસત્તાક રાજ્યછે. સન ૧૮૨૨માં કોઈ અમેરિકન પરોપકારી ગૃહસ્થે છૂટા થએલા ગુલામોને માટે વસાવ્યું.

મનરોવ્યા. એ મુખ્ય શહેરનું નામ યુનૈટેડ સ્ટેટસના પ્રેસિડેન્ટ "મનરો" સાહિબના નામ ઉપરથી પાડ્યું છે.

## ઉપલોગિની.

કાસે. એ અનાજઆરોનું મુખ્ય શહેર છે. અનાજઆરો નામ પાડવાનું કારણ કોઈ કોઈ નીચે પ્રમાણે બતાવે છે. આ પ્રદેશમાં એક જાતના ઝણઝણતા દાણા થાય છે, જેને ત્યાંના લોક "આનંદ ભુવનનો અનાજ" કહે છે, આ વાત ઉપરથી નામ અનાજઆરો પાડ્યું એમ સંભવે છે.

કિંગ જાર્જટૌન. એ આરોનું મુખ્ય શહેર, હાથીદાંતને માટે વખણાયછે,માટેજ હાથીદાંત આરોનું નામ પાડ્યુંછે.

કેપઆસમ. એ એજ કાંઠાપર બીજું બંદર છે.

કુમાસી. એ આશાન્ટી રાજ્યનું મુખ્ય શહેર છે. સીદી રાજ્યમાં આ સર્વથી બળવાન રાજ્ય છે. જમીન અતિ રસાળ અને પેદાશવાળી છે. સન ૧૮૭૪ માં બ્રિટિશ ફોજે આશાન્ટી રાજ્ય ઉપર હૂમલો કરી કૂમાશનગરનો નાશ કર્યો અહીંના લોક બહાદૂર અને હુશિયાર છે.

લેગોસ. પાલ્મા. બાડાગ્રી, કેપકોસ્ટકિલ્લા. } એ ગુલામ આરાપર જાણવા લાયક ઠેકાણાં છે.

આબોમી. આબોકૂટા. એ ડાહોમી રાજ્યનાં મોટાં શહેર છે. ગુલામ આરાથી કોંગપર્વત સુધી એ રાજ્ય ફેલાએલું છે, રાજા અભણ અને જંગલી છે અને તેના રક્ષણ

અર્થે ૨૦૦૦ બહાદૂરે સ્ત્રીની ટોળી રહે છે.

એગા. કાકંડા. એ યારૂબા રાજ્યનાં મોટાં શહેર છે. આ રાજ્ય ડાહોમીનાની ઈશાન કોણમાં આવેલું છે, તેથી હમેશાં માંહેમાંહી લડાઈ ચાલેછે, અને ગુલામના વેપારને કોઈ પ્રકારનો અટકાવ થતો નથી.

બેનિન. ઈડડા. આમો. વારી. એ બેનિન પ્રાંતનાં જાણવા લાયક શહેરો છે.

## નીચલોગિની.

ઓરીંગો. એ બિઆફ્રા પ્રાંતનું મુખ્ય શહેરછે.

લોઆંગો. }
કિલાન્ગો. } એ લોઆન્ગોનાં મોટાં શહેરછે.
કાકોન્ડો. }

સાનસાલવાડોર. એ કોંગા પ્રાંતનું મુખ્ય શહેરછે. કોંડી, આંબ્રિજ, અને બેંબિ એ પણ જાણવા જોગ શહેર છે.

સેન્ટપાલડી લોઆન્ડો. એ આંગોલા પ્રાંતનું મુખ્ય શહેર છે. એ સિવાય બીજાં શહેર ડેમ્બા અને માલિંગીછે.

નવું બેંગુવીલા. }
મોસ.બિડિજ. } એ બંગુવીલાનાં મુખ્ય શહેર.
સીઓ. }

નીચલા ગિનીમાં લોઆંગા પ્રાંત સિવાય બીજા પ્રાંત પોર્તુગીઝના તાબામાં છે, હાતંતાત દેશમાં એકે મોટું શહેર નથી.

## સૂદાન ઉર્ફે નૈગ્રિશીઆમાં આવેલા પ્રાંતો.

સેનિગાંબિયાની પૂર્વે બામબારા પ્રાંત છે.

સેગો. એ જોલીબા નદીને કાંઠે મુખ્ય શહેર છે. એ પ્રાંતની જમીન રસાળ અને ચારો સારો છે, તેમાં મુસલમાન અને સીદીની વસ્તી છે.

## मासिना.

બામબારાની ઇશાન કોણમાં સહરામાં આવેલો થોડો પ્રાંત.

ટિમબકટૂ. એ જોलीબાને કાંઠે મુખ્ય શહેર તે ઉત્તર આફ્રિકાના કાફલાનું મથક છે.

## हासा के हूसा.

એ નેજર નદીની પૂર્વે છે. જમીન રસાળ પણ હવા નબળી અને રોગિષ્ટ છે. વસ્તી સીદીનીજ છે. એર્તાને ઢોરે ઉછેરવાના કામનો વેપાર સારો કરેછે.

સોકોટો. એ સોકોટો નદીને કાંઠે સૂદાનમાં સૌથી મોટું શહેર છે.

કાનો. એ હૂસા પ્રાંતમાં વેપારનું સૌથી અગતનું શહેર છે. કાપડ વણવાનાં કારખાનાં સિવાય રંગ ચઢાવવામાં અતિ પ્રખ્યાત છે.

## बोरनुं.

એ હૂસાની પૂર્વે આવેલો છે. આ પ્રાંતમાં ચાદસરોવર છે. દેશ નીચાણમાં છે, તેથી કોઇવાર રેલનાં પાણી ફરી વળેછે. જમીન અતિ રસાળ છે. રૂ તથા ગળીનો પાક સારો થાયછે. સીદી સંસ્થાનોમાં આ સૌથી બળવાન ગણાય છે.

કાકુ કે કોકા. એ ચાદસરોવરના કાંઠાપર સૌથી પ્રખ્યાત શહેર છે.

## बायरमी.

એ બોરનુંની પૂર્વે અને અગ્નિ કોણમાં છે. રાજ્ય બળવાન અને લોક જબરા તથા લઢવૈયા છે.

બાસીના. એ બાઘરમીનું મુખ્ય શહેર છે.

## वाडे प्रांत.

બાઘરમી અને દારફર વચ્ચે એ પ્રાંત આવેલો છે. તેનો પૂરી શોધ હજી લગી થયો નથી.

**વારા.** એ મુખ્ય શહેર છે તથા જુદી જુદી ભાષા બોલનાર લોકની વસ્તી છે.

## दारफर.

વાડેની પૂર્વે, કાર્ડોફન્ડ સૂધી પસરેલો પ્રાંત છે. કેટલાક ભાગમાં રણ, અને કેટલેક ઠેકાણે જમીન ફળદ્રુપ છે.

**કાબે કે કોબે.** એ મુખ્ય શહેર વેપારમાં અગતનું છે.

## सरोवरना प्रदेश.

સૂદાનની દક્ષિણે અર્ધા મુલકનો શોધ થયોછે, પણ આ રણ અને જાંઝીબારની વચ્ચેનો ભાગ, સન ૧૮૫૭ માં કપતાન સ્પિકે નીલ નદીનું મૂળ અને મોટા સરોવરનો પ્રદેશ ખોળી કહાડ્યો છે.

**કાજે અને ઉજીજી.** એ જાંઝીબાર સાથે વેપાર ચલાવેછે.

તાંગાનૈકાની દક્ષિણના મુલક વિષે દાકતર લિવિંગસ્ટનના યત્નથી જાણવામાં આવ્યું છે.

## मध्य आफ्रिकाना दक्षिणनो मुलक.

**કુરૂમાન કે લાસાકુ** }
**લિન્યાન્ટી.** } એ મુખ્ય શહેર છે.

## आफ्रिकाना लगता बेटो.

**સોકોટ્રાબેટ.** એ કેપ ગાર્ડા ફૂઇના પૂર્વે, મસકતના ઈમામના તાબામાં છે. કાંઠાપર આવેલી જમીન રસાળછે મુખ્ય નિકાસ-ગુંદર, આમલી, ખજૂર, મકાઇ, તંબાકુ ઈત્યાદિ.

આહે. એ સેચલ સમૂહનો મુખ્ય બેટ અંગ્રેજના કબ-
જામાં છે.

**જાંઝીબાર.** એ જાંઝીબાર પ્રાંતના કાંઠાની પાસે મસક-
તના ઇમામના તાબામાં એજ નામના બેટનું મુખ્ય શહેર
છે. જમીન રસાળ છે. હાથીદાંત, લવંગ અને "કોપલ"
નામના એક જાતના ગુંદરના વેપારને માટે એ આખી
દુનિઆમાં સૌથી અગત્યનું શહેરછે. એ સિવાય મકાઇ,
મેવા, ડાંગેર, શેરડી, નાળિએર, તેજાના અને ઇમારતી
લાકડું પુષ્કળ થાય છે.

**કોમોરૂ બેટ.** એ મોઝામ્બીક સામુદ્રધૂનિમાં આવેલા
ચાર બેટ છે, તે પહાડી પણ રસાળછે. મુખ્ય પેદાસ. ખાં-
ડ, ભૂનદાણા અને નાળિએર. આસપાસના દરિઆમાં
માછલી બહુ મળેછે. અહીં આરબ અને સીદીની વસ્તીછે.

## માદાગાસ્કર.

**અન્તાનાનારીવો.** એ રાજ્યધાનીનું શહેર બેટની વ-
ચ્ચે આવેલુંછે, એમાં ૮૦૦૦૦ માણસની વસ્તી છે.

**ટામાટેવ.** એ પૂર્વ કાંઠાપર મુખ્ય બંદર છે. માદાગાસ્ક-
ર સ્વતંત્ર રાજ્ય છે.

## મોરીસ કે મોરીસસ.

**પોર્તલૂવી.** એ વાયવ્ય કાંઠાપર મુખ્ય શહેર છે. એ બેટ
અંગ્રેજના તાબામાં પહાડ અને ઝાડથી ભરેલોછે. હવા
સારી અને તનદુરસ્તછે. કોઇવાર તોફાનને લીધે બેટમાં
બહુ નુકશાન થાયછે. વસ્તીમાં હિંદુ અને યૂરોપીઅનની
સંખ્યા ઘણી છે.

## બૂરબોં.

**સેન્ટડેની.** એ બેટના ઉત્તર કાંઠાપર મુખ્ય શહેર છે.

બેટપર ફ્રેન્ચનો દાવોછે. કાંઠે આવેલી જમીન રસાળછે. મુખ્ય પેદાશ ખાંડ, બૂનદાણા, મકાઇ, તંબાકુ. પીટૂડીલા ફૂરનેજ નામનો જ્વાળા મુખી પર્વત છે.

## સેન્ટહેલિના.

**જેમ્સટોન.** એ વાયવ્ય કાંઠાપર મુખ્ય શહેર અને બંદર છે. સેંટહેલિના આફ્રિકાના પશ્ચિમ કાંઠાથી ૧૨૦૦ મૈલ દૂરછે. ફ્રાન્સના મહારાજા નેપોલિયન બોનાપાર્ટને અહીં-આં ઇ. સ. ૧૮૧૫ થી તે ૧૮૨૧ માં તે મર્ણ પામ્યો ત્યાં-સુધી દેશનીકાલ કર્યો હતો.

**આશેન્શન બેટ.** એ ઇ. સ. ૧૫૦૧ માં શોધી કહા-ડ્યો. સેન્ટહેલિનાથી વાયવ્ય તરફ ૮૦૦ મૈલ દૂરછે, અને પક્ષીના સુંદરમાળા તથા કાચબાને માટે પ્રખ્યાત છે. એ બેટ અંગ્રેજના તાબામાં છે અને આટલાન્ટિક મહાસા-ગરમાં સફર કરનાર વહાણોના ખોરાક પાણીને માટે બહુ અનુકૂળ છે.

**ફર્નાંડોપો.** એ બિઆફ્રા અખાતમાં પોર્ટુગીઝના તાબા-માં પહાડી અને ઝાડીવાળો બેટછે. સૌથી ઉંચું શિખર સાંતા ઇજાબેલ ૧૦૭૦૦ ફૂટછે. વાંદરા, જંગલી બકરાં, ઘેટાં અને ઇમારતી લાકડું બહુ મળેછે. સન ૧૭૭૮ માં આ બેટ સ્પેનને સોંપવામ આવ્યો હતો.

## કેપવર્ડ બેટ.

**પોર્ટો પ્રાયા.** એ કેપવર્ડ સમૂહમાં સાન્તીઆગો જે સૌ-થી મોટો બેટ તેનું મુખ્ય શહેર પોર્ટુગીઝના તાબામાં છે. એ સમૂહમાં બધામળી ૧૪ બેટ છે તે પહાડી અને રસાળ છે. બૂનદાણા, મકાઇ, મેવા અને રૂની પેદાશ છે.

---

# अमेरिका खंड*.

## कानडा इलाको.

ઓટાવા. એ કાનડા ઈલાકાનું મુખ્ય શહેરછે. એ ઓ- ટાવા નદીપર વસેલું છે. લાકડાના વેપારમાં શહેર બહુ રોકાયુ છે.

ટોરાંટો. પહેલાં આ શહેર ઉપલા કાનડામાં મુખ્ય હતું. ધર્માધ્યક્ષ અને યુનિવર્સિટિનું સ્થળ છે. તે ઓંતારીઓ સરોવરના વાયવ્ય કાંઠાપરછે. ત્યાં ધાન્યનો મોટો વેપાર ચાલેછે.

કિંગસ્ટન. એ ઓંતારીઓ સરોવરની ઈશાન કોણમાં આવેલું છે. આ શહેર સન ૧૮૪૦-૧૮૪૫ સુધી કાનડાનું મુખ્ય શહેર હતું. તે ધર્માધ્યક્ષનું અને યુનિવર્સિટિનું સ્થળ છે. ત્યાં અનાજનો વેપાર ચાલે છે.

ક્વિબેક. એ સેંટલારેન્સ નદીના ડાબા કાંઠાપર વસેલું છે. અમેરિકામાં અંગ્રેજનાં તાબાનાં સંસ્થાનનું આ પહેલાં મુખ્ય શહેર હતું. અમેરિકા ખંડમાં આ સૌથી જબરો કિલ્લો છે. ઈ. સ. ૧૭૫૯ માં જનરલ વુલ્ફે ફ્રેંચને હરાવી પોતે જીવ ખોયો. વેપારમાં ચંપળતા અને ઉદ્યોગ માટે આ શહેર પ્રખ્યાત છે.

માંત્રિયાળ. એ સેંતલારેન્સ નદીમાં માંત્રિયાળ નામના બેટ ઉપર વસેલું છે. એ કાનડા ઇલાકાના વેપારનું બેથક છે? અને કાનડા ઇલાકાનું સૌથી આબાદ અને વસ્તી વાળું શહેર છે. ધર્મ અને વિદ્યા સંબંધી તથા સાર્વજનિક

---

* ઈ. સ. ૧૪૯૭ માં અમેરિગો વેસપુચી આ ખંડમાં વિષુવવૃત્તની દક્ષિણે ઉતર્યો હતો તેના પહેલા નામ ઉપરથી આ ખંડનું નામ "અમેરિકા" પાડ્યું.

ઇમારતો વખાણવા જોગ છે. માંત્રિયાળ આગળ નદીની આડે વિક્ટોરિયા નામનો નળ જેવો પૂલ બાંધેલો છે. આ પૂલ ૨ મૈલ લાંબો છે.

હાલિફાક્સ. એ નોવાસ્કોશિયાની અગ્નિકોણમાં છે. એના સુંદર અને મોટા બારાને માટે પ્રખ્યાત છે. નૌકાસૈન્યનું મુખ્ય સ્થળ છે. માંછલી પકડવાનું અગત્યનું સ્ટેશન છે.

ફ્રેડરીકટન. એ ન્યુબ્રન્સ્વીકના મુલકી વેપારનું મુખ્ય શહેર છે.

સેંટજોન. એ ન્યુબ્રન્સ્વીકનું મુખ્ય શહેર છે.

વિક્ટોરિયા. એ વાનકૂવર બેટની ઇશાન કોણમાં ચઢિઆતુ બંદર છે.

## ન્યુફૌંડલાંડ.

આટલાંટિક મહાસાગરમાં આ એક મોટો બેટ છે. લાબ્રદોર અને બ્રેટેલની સામુદ્રધુની છે. બેટનો પશ્ચિમ અને વચલો ભાગ પહાડી છે. પુર્વમાં જમીન નીચી અને ભેજવાળી છે હવા ધુમસ ભરેલી પણ રોગી નથી. જોકે નદી, સરોવર અને તળાવ પુષ્કળ છે, જમીન ઉજડ છે. રીંછ, વરૂ અને રેનડીઅર મળેછે. ન્યુફૌડલાંડના કુતરા આખી દુનિઆમાં વખણાય છે. જાત જાતની માછલી અને સીલ કાંઠાપર અતિશય પકડવામાં આવે છે. એસલાંડના અને નોર્વેના વહાણવટીઓને આ બેટ વિષે માલમ હતી એમ સંભવે છે. જૉન સીબાસ્ટ્યન કાબોટે ઇ. સ. ૧૪૯૭ માં ફરીથી આ બેટ શોધી કહાડ્યો. ઈ. સ. ૧૫૭૮ માં અંગ્રેજો ત્યાં જઈ વસવા લાગ્યા અને ઈ. સ. ૧૭૧૩ માં યુટ્રેક્ટના કોલકરારથી ન્યુફૌંડલાંડ અંગ્રેજના તાબામાં છે. એમ ઠરાવ્યું.

સેંટજાન. આ એકજ મુખ્ય શહેર છે. અગ્નિ કોણ-માં કાંઠાપર વસેલું છે. ધર્માધ્યક્ષનું સ્થળ અને વેપારનું મથકછે. મુખ્ય ઉદ્યોગ, માછલી પકડવાનો છે. મુખ્ય નિકાશ—માછલી અને માછલીનું તેલ. આયાતમાલ—ધાન્ય. સુતરાઉ અને ઉનનાં લૂગડાં, છરી, ચપુ ઇત્યાદિ.

## लाब्रदोर.

સેંતલારેન્સના અખાત તથા હડસન ઉપસાગરની વચે આવેલો ઉજડ મૂલક અને આંર્ટીકોસ્ટીએટ રાજ્યકારભાર સંબંધી ન્યુફૌંડલાંડમાં ગણાયછે. લાબ્રદોરમાં કશો પણ પાક થતો નથી, પરંતુ એની આસપાસના દરિઆમાં જેટલી માછલી પકડાયછે, તેટલી દુનિઆના કોઈ બીજા ભાગમાં નહીં મળે, એમ કહેવાય છે. "એસકીમો" જાતના લોકની વસ્તીછે, અને કેટલાક મોરેવીઅન મિશનરી ત્યાં રહેછે.

નેન, તથા હોપેડેલ. એ આટલાન્ટિક મહાસાગરના કાંઠાપર મુખ્ય શહેર છે.

## यूनैतेदस्तेत्स.

આ સંસ્થાન કાનડા ઇલાકાની દક્ષિણે આવેલાં છે. સગવડતાને વાસ્તે એમના ભાગ દિશા પ્રમાણે પાડેલાછે.

* નવા ઈંગ્લાંડનાં અથવા ઈશાન કોણમાં
આવેલાં છ સંસ્થાન.

---

* "ન્યૂ" કે નવા ઈંગ્લાંડની વસ્તી પહેલા ગએલા અંગ્રેજના વંશજછે. તેઓ સાહસિક અને ઉદ્યોગી છે. આ સંસ્થાનમાં બીજાં સંસ્થાન કરતાં કેળવણી વધારે સારાપાયાપર છે. હારવર્ડ યુનિવર્સિટિ, યેલકોલેજ, બ્રાઉન યુનિવર્સિટિ અને વરમોંટ યુનિવર્સિટિ પ્રખ્યાત છે.

| સંસ્થાન. | મુખ્ય શહેર. | બીજાં મોટાં શહેર. | મુખ્ય ઉદ્યોગ. | પ્રાંત કઈ સાલમાં લીધો તે. |
|---|---|---|---|---|
| મેન. | આગસ્ટા. | પોર્ટલાંડ. બેંગોર. બાથ. | વહાણ બાંધવાનો, લાકડાનો તથા બરફનો વેપાર. | આ પ્રાંત સન ૧૮૨૦ માં જોડી લીધો હતો. |
| ન્યુહેંપશેર. | કાંકોર્ડ. | પોર્ટસ્મથ. માંચેષ્ટર-નાશુઆ. | પત્થર ખોદવાનો અને સુતરાઉ તથા ઉનનાં લૂગડાંનાં કારખાનાં છે. | |
| વરમંટ. | મોંટપેલીઅર. | બરલિંગટન મિડલબરી. | ઢોર ચારવાનો અને આરસપહાણ તથા સ્લેટની ખાણો ખોદવાનો છે. | વરમંટસંસ્થાન ઈ. સ. ૧૭૯૧ મા જોડી લીધું. |
| માસાચ્યુસેટસ. | બોસ્ટન. | લોએલ. કેંબ્રીજ સ્પ્રિંગફીલ્ડ. બ્રિન. | સુતરાઉ અને ઊનનાં લૂગડાં. જોડાં અને અગ્નિશાસ્ત્રના હથિયારનાં કારખાનાં છે. | |
| રોડએટનું સંસ્થાન. | પ્રોવીડેન્સ ન્યૂપોર્ટ. | | સુતરાઉ લૂગડાંનાં કારખાનાં દરિયાની સફર કરવાનો. | આઈશાનકોણનાં સંસ્થાનમાંનું સૌથી નાનું છે. |
| કનેકટીકટ. | હાર્ડફોર્ડ અને ન્યુહેવન. | નોરીચ. બ્રીજપોર્ટ તથા ન્યુલંડન. | લોઢાનાં કામ. "સોઈંગ" કે શીવવાના મશીન અને અગ્નિશાસ્ત્રનાંકારખાનાંછે | |

બોસ્ટન. એ ન્યુઈંગ્લાંડનાં શહેરોમાં મુખ્ય છે. એનું બંદર સારૂંછે. અને દેશાવરનો વેપાર મોટો અને અગત્યનોછે.

પોર્ટલાંડ. બાથ. પોર્ટસ્મથ. ન્યુપોર્ટ. ન્યુહેવન. બ્રિજપોર્ટ. } આબાદ અને ચઢીઆતાં બંદર છે.

માંચેસ્ટર. નાશુઆ. } આ શહેરમાં સુતરાઊ કાપડનાં
લોએલ અને નોરીચ. } કારખાનાં છે.

**સ્પ્રિંગફીલ્ડ તથા હાર્ટફોર્ડ.** આ શહેરનાં અગ્નિ શાસ્ત્રનાં હથિઆર વખણાય છે.

**લિન.** એમાં જોડાનાં કારખાનાં છે, મુખ્યત્વે કરીને બાઈડીનાજ જોડા બને છે.

છ મધ્ય પ્રાંત અને એક ડિસ્ટ્રીક્ટ.

| સંસ્થાન. | મુખ્ય શહેર. | બીજાં મોટાંશહેર. | મુખ્ય ઉદ્યોગ. | |
|---|---|---|---|---|
| ન્યુયાર્ક. | આલબની. | ન્યુયોર્ક, બ્રુકલિન, રોચેસ્ટર, બફેલો, ટ્રૉય, ઓસવીગો. | જાત જાતનાં કારખાના; ઢોર ચારવાનો અને ખાણ ખોદવાનો. | |
| પેનસીલવેન્યા. | હારિસબર્ગ | ફિલાડેલફીઆ, પીટર્સબર્ગ, રેડિંગ. | ખાણખોદવાનો, કારખાનાંનું, અને ખેતીનું કામ. | |
| ન્યુજરસી. | ટ્રેંટન. | ન્યુયાર્ક, જરસી સિટી, પાટરસન | કારખાનાનું કામ, ખાણ ખોદવાનો, વહાણ બાંધવાનો અને મેવા ઉગારવાનો. | |
| દીલાવેર. | ડોવર. | વિલમિંગટન, ન્યુકાસલ. | ઢોરચારવાનું અને કારખાનાંનું કામ. | |
| મેરીલાંડ. | આનાપોલીસ. | બાલટીમોર, કુંબરલાંડ. | ખેતી, ખાણખોદવાનો અને માછલી પકડવાનો. | |
| વેસ્ટર્ન વિક્ટોરિયા. | ચાર્લસ્ટન. | વીલિંગ, પાર્કસબર્ગ. | ખાણખોદવાનો. | |
| કોલંબીઆ | | વાશિંગટન, જાર્જટાઉન. | | કોલંબીઆ ડિસ્ટ્રીક્ટ છે |

ન્યુયાર્ક. એ પશ્ચિમ ગોળાર્ધમાં સૌથી મોટું શહેરછે. માનહાટન નામના નાના બેટપર વસેલુંછે. આખા યૂનૈટેડ સ્ટેટસના વેપારનું મથક છે. એ બહુજ અનુકુળ વસેલું છે, કારણ કે હડસન નદીથી મોટા સરોવરના કાંઠાનાં બંદર સાથે સંબંધછે. એનું બારૂં પણ વખાણવા જોગછે.

મધ્ય આવેલાં સંસ્થાનોમાં ઘણુ કરીને અંગ્રેજની વસ્તી છે. ન્યુયાર્ક, પેનસિલવેન્યા, ન્યુજરસી અને ડેલાવેરમાં જર્મનનાં મૂળતત્વછે. લોઢું, સૂતરાઉ અને ઉનનાં લૂગડાં અને જોડાનાં કારખાનાં છે. ને લોટ દળવાના ચરકા, કોયલા, લોઢું, સીસુ, ત્રાંબું અને સેલારસની ખાણોમાં કામ ચાલેછે. ખેતી અને ઢોર ચારવામાં પણ લોક રોકાયાછે. કેળવણી તરફ બહુ લક્ષ આપેલું છે અને વ્યવસ્થિત રીતો ફેલાઇ છે. કોલંબીઆ, ન્યુયોર્ક, પ્રિસટોન, ન્યુજરસી અને હાગરસ્ટનમાં કોલેજો છે.

ફિલાડેલફિઆ. એ ડેલાવર અખાતને મથાળે અને ડેલાવર નદીને કાંઠે આવેલું છે, વિદ્યા અને પરોપકારી ઇનસ્ટિટયુશનને માટે આ શહેર નામાંકિત છે પહેલાં આ યૂનૈટેડ સ્ટેટસની રાજધાની હતી.

બ્રુકલિન. એ ન્યુયાર્ક અખાતના ઇશાન કોણના કાંઠાપર વસેલું છે ને તેમાં ન્યુયાર્કનું પરૂં કહેવાય છે, ઘણાં કારખાનાં છે અને બોહોળો વેપાર ચાલે છે.

બાલટીમોર. એ ચેસાપીક ઉપસાગરને મથાળે અને પાટાપસ્કો નદીના મૂખ આગળ છે. આટલાંટિકનાં બંદરોમાં આ અગત્યનું ગણાય છે. બાલ્ટીમોરમાં વહાણ બાંધવાનાં કારખાનાં વિખ્યાત છે. ત્યાં તમાકુ અને લોટનો મોટો વેપાર ચાલે છે.

વાશિંગ્ટન. એ પોટોમાક નદી ઉપર છે. આ શહેર રા-

ન્ય વહીવટનું મથક છે. એમાં કાંઈ કારખાનાં નથી અને કશો વેપાર ચાલતો નથી, પણ અહીંઆ મુખ્ય અમલદાર રહે છે માટે અગત્યનું ગણાય છે. સાર્વજનિક પુષ્કળ શોભાયમાન ઇમારતો છે.

રોચેસ્ટર અને ઓસવીગો. આ બે શહેરમાં લોટ દળવાના ચરકા છે.

કુંબરલાંડ અને વીલિંગ. એ ખાણી પ્રદેશનાં મથક છે.

ચાર્લસ્ટન. એ મીઠાના પ્રદેશનું મુખ્ય શહેર છે.

ટ્રાય, પીટસબર્ગ હારીસબર્ગ અને રેડિંગ. આ શહેરમાં લોઢાનાં કામનાં વિસ્તીર્ણ કારખાનાં છે.

બફલો આલબની અને જરસીસિટિ. આસપાસના મુલકના વેપારનું આ શહેરો છે.

## (૧)* પાંચ અગ્નિ કોણનાં સંસ્થાન.

| સંસ્થાન. | મુખ્યશહેર. | બીજાંમોટાં શહેર. | મુખ્ય ઉદ્યોગ. |
|---|---|---|---|
| વરજીન્યા. | રિચમંડ. | નોરફોક, પીટર્સબર્ગ પોર્ટ્સ્મથ લેકસિંગટન. | એતી, ખાણ ખોદવાનો અને વેપાર. |
| (૨)*નોર્થ કારોલૈના | રાલી | વિલમિંગટન (૩)+ન્યુબર્ન. | ,, |
| સોથકારોલૈના. | કોલંબીઆ. | ચાર્લસ્ટન. | ,, |

*(૧) પાંચ પૂર્વનાં સંસ્થાનમાં અંગ્રેજ અને સ્પાનીશ લોક તથા સીદ્દી લોક વસે છે. આ સંસ્થાનમાં વસ્તી હજુ ઓછી છે. વરજીનીઆમાં બે યનિવર્સિટિ અને એક કોલેજ છે. નોર્થકારોલૈના અને કોલંબીયામાં પણ યુનિવરસિટિ છે.

*(૨) અમેરિકા ખંડમાં અંગ્રેજનું પહેલું સંસ્થાન

| સંસ્થાન. | મુખ્ય શેહેર. | બીજાં મોટાં શેહેર. | મુખ્ય ઉદ્યોગ. |
|---|---|---|---|
| [1]જાર્જીઆ. | આટલાંટા. | [2]સવાના, આગસ્ટા. માકોન. | |
| [3]ફ્લોરીડા. | ટાલાહાસ. | જાકસનવિલ. પેનસાકોલા. | ખેતી અને લાકડાંનો વેપાર. |

**રિચમંડ.** એ જેમ્સ નદીના કાંઠાપર સંસ્થાનમાં વેપારનું મથક છે. મુખ્ય કારખાનાં લોટ દળવાનાં, તમાકુનાં લોઢાનું કામ અને યંત્રનાં કારખાનાં છે.

**ચાર્લસ્ટન.** એ ચાર્લસ્ટનબારને મથાળે છે. સૌથકારોલૈનાનું મુખ્ય બંદર અને વેપારનું મથક છે.

**સવાના.** એ સવાના નદીના મુખ આગળ જાર્જીઆ સંસ્થાનનું મુખ્યબંદર અને વેપારનું મથક છે.

**આટલાંટા.** જાર્જીઆ સંસ્થાનનું મૂખ્યશેહેર છે ત્યાં લોઢાનાં કામનાં વિસ્તીર્ણ કારખાનાં છે.

---

સરવાલ્ટર રાલીએ નોર્થ કારોલૈનામાં ઇ. સ. ૧૫૮૫ ની સાલમાં સ્થાપ્યું.

(૩)+ કેટલાક સ્વિસ લોકે ઇ. સ. ૧૭૦૯ માં ન્યુબન શેહેર સ્થાપ્યું.

૧ ઇંગલાંડના બીજા જાર્જ રાજાએ ઇ. સ. ૧૭૬૨ માં આ સંસ્થાન સ્થાપવાને વાસ્તે સનદ આપી, માટે તે રાજાના નામ ઉપરથી સંસ્થાનનું નામ પાડ્યું.

૨ સાવાના શેહેરમાં રસ્તાની "બાજુએ ઝાડ"ની ચચાર હાર રોપી છે, તે વાસ્તે એને "અરણ્ય શેહેર" કહે છે.

૩ સ્પેન દેશ પાસેથી આ સંસ્થાન ઇ.સ.૧૮૧૯માં ખરીદ કર્યું હતું અને ઇ. સ. ૧૮૪૫ માં યુનૈટેડસ્ટેટસમાં ગણાયું.

નોરફોક, પોર્ટસ્મથ, પીટર્સબર્ગ, પેનસાકોલા. મુખ્ય બંદર છે.

વિલમિંગટન. આગસ્ટા. આ બે શહેરમાં સુતરાઉ લૂગડાં સાબુ, કાચ, કાગળ ઈત્યાદિ અગત્યનાં કારખાનાં છે.

લેકસિંગટન. આ શહેર આગળ ઈ. સ. ૧૭૭૫ માં લડાઈ થઈ હતી.

## दक्षिण आत्रेलां संस्थान.

| સંસ્થાન. | મુખ્ય શહેર. | બીજાં મોટાં શહેર. | મુખ્ય ઉદ્યોગ. | |
|---|---|---|---|---|
| [૪]કેંટકી. | ફ્રાંકફોર્ટ. | લુઈસવિલ કોવિંગટન. | ઢોર ચારવાનો, ખેતી અને ખાણ ખોદવાનો છે. | |
| [૫]ટેનેસી. | નાશવિલ. | મેમફિસ, ચાટાનૂગા. | ખેતી. ઢોર ચારવાનો. | |
| આલાબામાં. | મંટગમરી. | મોબીલ. | ખેતી અને વેપાર. | |
| [૬]મિસિસિપી. | જાકસન. | વિકસબર્ગ. નાચેજ. | ખેતી અને રૂ ઉગારવાનો. | |
| [૭]લૂઈસીઆના. | બેટનરૂજ. | ન્યુઓરલીયન્સ. | ખેતી મુખ્યત્વે શેરડી ઉગાવવાનો વેપાર. | ફ્રાંસ પાસેથી ઈ.સ.૧૮૦૩માં લૂઈસીઆના વેચાતું લીધું અને ઈ. સ. ૧૮૧૨ માં પુનૈ તેદસ્તેત્સમાં ગણાયું. |
| આરાકાનસાસ. | લિટલરોક. | હેલીના. | ખેતી, મુખ્યત્વે રૂ અને તમાકુ. | |
| [૮]ટેકસાસ. | આસટિન | ગલવસ્ટન. સાનએંટોનીયો. | ખેતી. ઢોર ચારવાનો. | |

૪ કેંટકી. પહેલાં આ વરજીન્યાનો એક ભાગ હતો, પણ

**ન્યુઓરલીયન્સ.** એ મિસિસિપી નદી ઉપર તેના મુખથી ૧૦૦ મૈલ દૂર છે. આખી દુનિઆમાં રૂના વેપારનું સૌથી મોટું બજાર આ શેહેરનું છે, વળી અમેરિકાની ખાંડ તથા ગોળના વેપારનું પણ મથક છે.

**લૂઈસવિલ.** એ ઓહિઓ નદીના કાંઠાપર કેંટકી સંસ્થાનનું સૌથી અગત્યનું વેપારનું શેહેર છે. વહાણ બાંધવાનું પહેલી પદવીનું શેહેર છે.

**મોબીલ તથા ગલવસ્ટન.** એ સારાં બંદર છે. દેશાવર ખાતે રૂ તથા ખેતીની પેદાશ અહીંથી બહુ મોકલાય છે.

**નાચેજ, મેમફિસ અને વિક્સબર્ગ.** એ મિસિસિપી નદીના કાંઠાપર બંદર છે. અહીંથી રૂ દેશાવર ખાતે મોકલવામાં આવે છે.

**ચાટાનૂગા.** અહીં ઈ. સ. ૧૮૬૩ માં લડાઈ થઈ હતી.

---

ઈ. સ. ૧૭૯૦ માં સ્વતંત્ર થઈને ઈ. સ. ૧૭૯૨માં યુનૈટેડસ્ટેટસમાં ગણાયું.

૫ ટેનેસી. પહેલા એ નોર્થ કારોલૈનાનો એક ભાગ હતો, પરંતુ ઈ. સ. ૧૭૯૦ માં સ્વતંત્ર થઈને ૧૭૯૬ માં યુનૈટેડ સ્ટેટસમાં ગણાયું.

૬ આલાબામાં સંસ્થાન જાર્જીઆ અને ફલોરીડા સંસ્થાનોમાંથી નીકળ્યું ને સન ૧૮૨૦ માં સ્વતંત્ર થયું.

૭ મિસિસિપી સંસ્થાન યુનૈટેડસ્ટેટસ મા ઈ. સ. ૧૮૧૭ થી ગણાયું.

૮ ટેકસાસ યુનૈટેડ સ્ટેટસનું સૌથી મોટું સંસ્થાન છે, તે અસલના વખતમાં મેકસીકોમાં ગણાતું, પણ ઇ.સ. ૧૮૪૫ થી છુટું પડીને યુનૈટેડસ્ટેટસની જોડે મળીગયું.

૧૦ મધ્યે આવેલાં સંસ્થાન.

| સંસ્થાન | મુખ્યશહેર. | બીજાં મોટાંશહેર. | મુખ્ય ઉદ્યોગ. |
|---|---|---|---|
| * મિચીગન. | લાનસિંગ. | ડેટ્રોય, ગ્રાંડરાપિડસ. | જાતજાતનાંકારખાનાંમાં કામ ચાલેછે, ખેતી અને વેપાર. |
| ‡ ઓહીઓ. | કોલંબસ. | સિનસિનાટી ક-લીવલાંડ. | ખાણખાદવાનો, ખેતી, વેપાર, ઢોર ચારવાનો. |
| + ઈંડિયાના | ઈંડીઆનો-પોલીસ. | ઇવાન્સવિલ, ફોર્ટવેન. | ખેતી, ઢોરચારવાનો અને કારખાનાંમાં કામ. |
| ×ઇલીનુંઆ | સ્પ્રિંગ ફીલ્ડ. | ચીકાગો, કવીન્સી, પીઓરીઆ, ગાલીના. | ખેતી, વેપાર, ખાણમાં કામ, વેપાર. |
| (૫)મિસૂરી. | જેફરસનસિટી. | સેંટલુવી, કાનસાસસિટી. | ખેતીઅનેખાણખોદવાનો તથા વેપાર. |
| (૬) કાનસાસ | ટોપીકા. | લેવનવર્ત, લોરેન્સ | ઢોરચારવાનો, ખેતી. |
| (૭)નીબ્રાસ્કા. | લિનકન. | ઓમાહા, નીબ્રાસ્કા. | ખેતી. |
| ઐઓવા. | ડેમુવાન. | ડેવનપોર્ટ, ડયુબૂક, બરલિંગટન. | ખેતી. |
| (૮) મિનીસોટા | સેંટપાલ. | મિનીઆપોલીસ વિનોના. | ખેતી, વેપાર. |
| વિસકોનસિન. | માડિસન. | મિલવૌકી, ફોન્ડુલાક. | ખેતી, ખાણખોદવાનો અને વેપાર. |

* મિચિગાન સરોવર ઉપરથી આ સંસ્થાનનું નામ પાડયું. એ પહેલાં વરજીન્યાનો ભાગ હતો, પણ ઇ.સ.૧૮૩૭ થી યુનેટડસ્ટેટસમાં જોડાયું.

‡ ઓહીઓ સંસ્થાન પણ વરજીન્યાનો એક ભાગ હતો.

આ સંસ્થાનમાં ફક્ત પાંચ મોટાં શહેર છે. તે નીચે પ્રમાણે.

**સેંટલુઈ.** મિસિસિપિ નદીના કાંઠાપર મિસૂરી સંસ્થાનના વેપારનું મથક છે. યુનૈટેડસ્ટેટસનાં શહેરોમાં આ લગભગ સૌથી આબાદ અને ચઢીઆતું છે. એનું કારણ એ કે મૂલકી વેપાર માટે એ અનુકુળ વસેલું છે.

**ચીકાગો.** ચિકાગો નદીના મૂખ આગળ અને મિચીગાન સરોવરના નૈરૂત કાંઠાપર વસેલું છે. સરોવરના પ્રદેશના વેપારનું આ મથક છે. લંડન બાદ કરતાં દુનિઆમાં ચીકાગોનું ધાન્યનું બજાર સર્વથી મોટું છે. ઈ. સ. ૧૮૬૮ ના જાન્યુઆરી મહિનામાં શહેરનો ઘણો ખરો ભાગ અગ્નીથી નાશ પામ્યો.

**સિનસિનાટી.** એ ઓહિઓ નદીને કાંઠે એક જાતના માંસના વેપારનું સ્થળ છે.

---

ઈ. સ. ૧૭૯૯ માં છુટું પડયું અને ઈ. સ. ૧૮૦૨ થી યૂનૈટેડસ્ટેટસમાં ગણાયું.

+ ઇંડિઆના સંસ્થાન વરજીન્યાથી ઈ. સ. ૧૮૦૦ માં છૂટું પડી ઈ. સ. ૧૮૧૬ માં જોડાએલાં સંસ્થાનમાં ગણાવા લાગ્યું.

× ઈ. સ. ૧૮૦૯ માં જુદું રાજ્ય થઈ ઈ. સ. ૧૮૧૮ માં યુનૈટેડસ્ટેટસમાં જોડાયું.

(૫) લુસીઆનાનો ભાગ હતું. આ સંસ્થાન ઈ.સ.૧૮૦૩ માં ફ્રાન્સ પાસેથી વેચાતી લીધું.

(૬, ૭). મિસૂરી તથા લુસીઆનાના ભાગ હતા, યૂનૈટેડ સ્ટેટસમાં ઈ. સ. ૧૮૬૧ થી ગણવામાં આવ્યા.

(૮) મિનીસોટા ઈ. સ. ૧૮૫૮ માં જોડાએલાં સંસ્થાન મળીને એક થએલું છે.

ડેટ્રોય. એ ડેટ્રોય નદીના કાંઠાપર મિચીગાન સંસ્થાનનું મુખ્ય શહેર છે. અહીં કાનડા અને વાયવ્ય સંસ્થાનની રેલ-વે જોડાય છે.

મિલ્વૌકી. એ મિચીગાન સરોવરના પશ્ચિમ કાંઠાપર વિસકોનસિત સંસ્થાનનું સૌથી વધારે વસ્તીવાળું શહેર અને મુખ્ય બંદર છે. અહીંથી દેશાવર ખાતે બહુ અનાજ મોકલવામાં આવે છે.

ત્રણ પાસિફિકના કાંઠાપર આવેલાં સંસ્થાન.

| સંસ્થના. | મુખ્ય શહેર. | બીજાં મોટાં શહેર. |
|---|---|---|
| (૧) નીવાડા. | કારસન. | વરજીન્યા. |
| (૨) કાલિફોરનિઆ | સાક્રામેંટો. | સાનફ્રાન્સિસ્કો, મેરિસવિલ |
| (૩) ઓરિગોન. | સેલમ. | પોર્ટલાડ અને ઓરિગોન. સિટી. |

(૧) નિવાડા ઈ. સ. ૧૮૬૧ માં વસાવ્યું. તેની ખાણો દુનિઆની મૂલ્યવાન ખાણોમાં ગણાય છે.

(૨) આ સંસ્થાન મેક્સિકો પાસેથી ઈ. સ. ૧૮૪૮ માં વેચાતું લઈને ઈ. સ. ૧૮૫૦ માં જોડાએલાં સંસ્થાનમાં લીધું. એની ખેતીની પેદાસ ખનીજ પેદાશ જેટલીજ કીમતી છે. ઘઊં, જવ, બૂનદાણા અને અતિ સ્વાદિષ્ટ ફળ અહીં પુષ્કળ થાય છે. એનાં ઝાડ આખી દુનિઆમાં ઊંચામાં ઊંચાં છે. યેશોમેટ નામનો ધોધવો પણ સૌથી ઊંચો છે. (આશરે. ૧૧૪૦ ફુટની ઊંચાઈ છે.)

(૩) આ ઈ.સ.૧૮૪૮ માં પ્રાંત ઠર્યો, અને ઈ. સ. ૧૮૫૭ માં યુનૈટેડ સ્ટેટસમાં ગણાયો. ત્યાં ઉત્તમ જાતનાં ઘઊં, લાકડાં અને ઊન મળે છે.

**સાનફ્રાન્સિસ્કો.** આજ નામના અખાતપર અમેરિકાની પશ્ચિમ બાજુ ઉપર સૌથી મોટું બંદર છે. ઇ. સ. ૧૮૪૮ માં કાલિફોરનિઆમાં સોનું છે, એમ પહેલ વહેલાં જાણવામાં આવ્યું, તેવારે આ શહેરની વસ્તી ફક્ત ૮૦૦ માણસની હતી. ઈ. સ. ૧૮૭૦ ની વસ્તીપત્રકમાં ૧૪૯ ૪૭૩ સુધી સંખ્યા ચઢી.

**સાક્રામેંટો.** એ સાક્રામેંન્ટો નદીને કાંઠે સાનફ્રાન્સિસ્કોથી ૧૨૦ મેલ દૂરછે. ઈ. સ. ૧૮૪૮માં અહીં શહેરજ નહોતું. સોનાની ખાણો શોધવામાં આવી ત્યાર પછી લોક વસવા લાગ્યા. હાલ ૧૯૦૦૦ ઉપરાંત વસ્તી છે.

**કાર્સન, વરજીનિયા, અરિસવિલ.** આ ત્રણ શહેર ખાણી પ્રદેશનાં મથક અને મોદીખાનાનાં સ્થળ છે.

૧૧ ટેરીટોરી=રાજ્ય કે પ્રાંત.

| રાજ્ય કે પ્રાંત. | મુખ્ય શહેર. |
|---|---|
| ડાકોટા. | યાંકટન. |
| વૈઓમિંગ. | ચેએન. |
| કોલોરાડો. | ડેનવર. |
| ન્યુમેક્સિકો. | સાંટાફે. |
| આરીઝોના. | ટકસન. |
| યુટા. | સાલ્ટલેકસિટી. |
| ઈડાહો. | બુવાસેસિટિ. |
| વાશીંગટન. | ઓલિમ્પિયા. |
| મોંટાના. | હેલીના. |
| ઈંડીઅનટેરીટોરી. | ટુલીકવા. |
| અલીઆસ્કા. | ન્યુઆરકેંજલ. |

**સાલ્ટલેક સિટી.** ટેરીટોરીનાં શહેરોમાંનું સૌથી મોટું છે. ગ્રેટસાલ્ટલેકના અગ્નિકોણમાં જારડન નદીના કાંઠાપર છે. આ શહેર ઇ. સ. ૧૮૪૭માં વસાવ્યું.

## મેક્સિકો દેશ.

આ દેશની સપાટી બહુ પહાડી છે. ચાર મુખ્ય હારછે. પૂર્વમાં "કોરડિલીરાસ" કે "સાએરા ગ્વાડાલૂપ". મધ્ય ભાગમાં "સીએરામાદ્રે" કાલીફોરનીઆ અખાતની પૂર્વે "સીએરા સોનોરા". મુખ્ય શિખર "પોપોકાટાપેટલ" "ઓરીજાબા" "કોલીમા" અને "ટકસ્ટલા." મેક્સિકોમાં નદી, નાળાઓથી સારી રીતે પાણી પૂરૂં પાડેલું છે. મુખ્ય નદી રીઓગ્રાંડ ડેલનાર્ત. રીઓગ્રાંડ ડીસાંટીઆગો અને રીઓ કોલોરાડો છે. ચપાલા. માપીમી. અને તેતકૂઓ મુખ્ય સરોવર છે. સ્વાદિષ્ટફળ, તેજાના, ઔસડના ગુણવાળા છોડવા, ગુંદર, ખાંડ, તમાકુ, બુનદાણા ઇત્યાદિ થાય છે. મેક્સિકોનાં ઓક, અબનુસનું લાકડું, ખુસબોદાર ઝાડ, અને મહોગની વખણાયછે. મુલ્યવાન ખનીજ પદાર્થ મળેછે. પોપાકાટાપેટલ પર્વતના થંડમાં ગંધક નીકળેછે. મેક્સિકોના ઇંડીયન લોક "આઝટેક" નામની ભાષા બોલેછે. ગોરાલોકમાં સ્પાનીશ બોલાય છે.

**મેક્સિકો.** એ રાજ્યધાનીનું શહેરછે. મેક્સિકોના અખાત અને પાસિફિક મહાસાગરની લગભગ વચોવચ વસેલું છે. શહેર શોભાયમાન રીતે પર્વત અને સરોવરના પ્રદેશમાં દરિઆની સપાટીથી ૭૦૦૦ ફુટ ઉંચુ આવ્યું છે. મુખ્ય ઇમારત કથીડ્રલછે. યુનિવર્સિટિનું સ્થાન અને વિદ્યા સંબંધી ઘણી ઇનસ્ટિટ્યુશન છે. થોડાં કારખાનાં છે પણ અગત્યનાં નથી.

પુએબ્લા. એ મેક્સિકોમાં કારખાનાનું અને વેપારનું મથક છે. આ શહેરનું કથીડ્રલ વખણાય છે.

માટામોરાસ. એ રીઓગ્રાંડડેલનાર્ત નદીના મૂખ આગળ છે.

વિરાક્રૂજ. એ પૂર્વ કાંઠાપર બંદર છે. એના રક્ષણને માટે સેંટ "જુવાનડીઅલોઆ" નામનો કિલ્લો એક નાના બેટઉપર બાંધેલો છે. ઉનાળામાં હવા બહુજ રોગી અને નબળી છે.

તામપીકો. એ વિરાક્રૂજની ઉત્તરે મેક્સિકો અખાતના કાંઠાપર બંદર છે.

જાલાપા. એ પુએબ્લા શહેરની પ્રધાન કોણમાં વસેલું છે. અહીં એક જાતના ઓસડના ગુણનો છોડવો ઉગે છે જેને "જાલપ" કહે છે.

ચોલુલા. આ ઠેકાણે ઇંટનું "પીરામીડ" ૧૩૦૦ ફુટ લાંબું અને ૧૭૦ ફુટ ઊંચું બાંધેલું હતું.

આકાપુલકો. એ પાસિફિક મહાસાગરને કાંઠે સારૂં બંદર છે વસ્તીના $\frac{૭}{૮}$ ભાગ ખેતીનાં કામમાં રોકાયા છે. મેક્સિકોમાં સોનું, રૂપુ, વધારે મળે છે. રૂપાની સૌથી મૂલ્યવાન ખાણો જે હાલ ખોદાય છે, તે મેક્સિકો શહેરથી ૬૦ મેલ દૂરછે યુરોપ ખંડના જાણવામાં આવ્યું તે પહેલાં મેક્સિકો આબાદ અને અતિ સુધરેલું રાજ્ય હતું. ઇ. સ. ૧૫૧૯ માં ફર્નાન્ડો કોરટિઝ કોઈ સ્પાન્યોર્ડે નાની ફોજ લઇને દેશ-પર ચડાઈ કરી, લોકને વશ કર્યા અને સ્પેનનું સંસ્થાન કર્યું. ઇ. સ. ૧૮૧૩ માં મેક્સિકો સ્વતંત્ર થયું.

## [1]मध्य अमेरीकानां छ संस्थान.

| સંસ્થાન. | મુખ્ય શેહેર. | બીજાં મોટાં શેહેર. |
|---|---|---|
| [2]બ્રીટિશ હોંડયુરાસ. | બેલીજ. | આમાક્રેસ, માના. |
| [3]ગ્વાટીમાલા. | ગ્વાટીમાલા. | ઇસ્ટાપા સેંટતોમાસ. |
| સાનસાલ્વાડોર. | સાનસાલ્વાડોર. | આકાજટલા, લાલિબરટાડ,લાયુન્યન. |
| હાંદૂરાસ. | કોમાયાગુવા. | [4]ઓમાઓ, ટ્રુકસીલો,ટેગુસીઆલ્પા. |
| નિકારાગુવા. | માનાગુવા. | નિકારાગુવા, રીઆલજોઅને સાનજુઆન. |
| કોસ્તારિકા. | સાનજોસે. | આલાજુલા, પંટાસઆરીનાસ, કયુલિબ્રા. |

**ગ્વાટીમાલા.** એ મધ્ય અમેરિકામાં સૌથી મોટું શેહેર છે, એમાં શણગારની જણસોનો મોટો વેપાર ચાલેછે. અને મોટો કારખાનો છે.

(૧) આ બધાં સંસ્થાન કોલંબસથી ઈ. સ. ૧૫૦૨ માં શોધાવાં તેથી સ્પાનિસ લોકે આ સંસ્થાનપર દાવો રાખ્યો.

(૨) બ્રીટીશ હોંડુરાસ ઈ. સ. ૧૭૮૩ થી જ્યારે સ્પેન ઇંગ્લાંડે આ સંસ્થાન સ્થાપ્યું તે વખતથી ઈ. સ. ૧૮૫૩ સુધી જામેકા બેટ સાથે ગણાતું પણ ઈ. સ. ૧૮૫૩ માં તે છુટું પડયું.

(૩) ગ્વાટીમાલા આ શેહેર ઈ.સ. ૧૭૭૩ માં ધરતી કંપથી નાશ પામ્યો અને ઈ. સ. ૧૭૭૬ માં ફરીથી બંધાયું.

(૪) ઓમાઓ અમેરિકાખંડનું સૌથી ગરમ હવાનું ઠેકાણું કેહેવાય.

**સાનજોસે.** ઘાટીમાલાથી ઉતરતું શેહેર છે. ઇ. સ. ૧૮૪૧ થી આ રાજધાની થયું. તે વરસમાં કારટેગો જૂનું રાજધાનીનું શેહેર ધરતી કંપથી નાશ પામ્યો.

**સાનસાલ્વાડોર.** એ ત્રીજું મોટું શેહેર છે. આ શેહેર પણ ઈ. સ. ૧૮૫૪ માં ધરતીકંપથી નાશ પામ્યો, પણ ફરીથી બંધાયું. ખેતી અને ઢોર ચારવાનાં કામમાં લોક ઘણું કરીને રોકાયા છે; પરંતુ આ ઉદ્યોગ સારા પાયાપર નથી. રૂપું, સોનું ઇત્યાદિની ખાણો છે જાડાં. ઉનનાં અને સૂતરાઉ લુગડાં, હાથનાં બનેલાં ફૂલ, ભરત, માટીનાં વાસણ અને શણગારની જણસોનાં કારખાનાં છે, વેપાર વધતો જાય છે. મુખ્યનિકાશ—મૂનદાણા, ગળી, કીરમજ, વાસણ, ઇમારતી લાકડું ઇત્યાદિ. આયાતમાલ—રેશમી સૂતરાઉ અને શણનાં લૂગડાં, કાગ, દારૂ અને માટીનાં વાસણ શેહેરમાં નિશાળો છે. અને થોડી કોલેજ પણ છે. કેળવણીનો પાયો હજુ કાચોછે.

## उत्तर अमेरिकाना लगता बेट.

**આંટીકોસ્ટી.** એ સેંતલારેન્સ અખાતના મૂખ આગળ આવેલો નાનો બેટછે. વસ્તી થોડી, જમીન ઉજડ અને કાંઠા નાશકારક અને ભય ભરેલાછે.

**પ્રીન્સ એદવર્ડબેટ.** એ સેંતલારેન્સના અખાત આગળ છે. ન્યુબ્રન્સ્વીક અને નોવાસ્કોશિઆ નાર્થમબ્રીઅન સામુદ્રધુનીથી જૂદા પાડેલાછે. એનો કાંઠો ખાંચખુંચ છે. અને ઘણે ઠેકાણે સારાં બંદર આવેલાં છે. ઘણું કરીને બેટ સપાટ છે. જમીન રસાળ અને હવા માફક તથા તનદુરસ્ત છે. નાના વેહેળાથી પાણી પૂરૂં પાડયું છે.

જંગળી જાનવર થોડાંછે. ધાન્ય અને શાકભાજી પુષ્કળ થાયછે. જાત જાતનાં લાકડાં મળેછે. શણ સેહેલથી ઉ-ગારેછે અને કાંઠે બહુ માછલી મળેછે. ઇંગ્લીશ, ફ્રેંચ અને બીજા યુરોપિયન તથા ઇંડિયન લોકની વસ્તી છે.

કેપબ્રિટન બેટ. જો કે કાનસોની સામુદ્રધુનીથી નોવાસ્કોશિઆથી છૂટો પાડેલો છે, તોપણ તેની સાથે ગણાય છે. ૩૦૦૦ ચોરસ મૈલનું ક્ષેત્રફળ છે. સ્કોચ, ઐરીશ તથા ફ્રેંચની વસ્તીછે. કાંઠો ખાંડ પાડેલોછે. બંદરમાં સીડની અને લુઈસબર્ગ મુખ્યછે. મુખ્ય નિકાશ-લાકડું, કોયલા અને માછલી છે.

સિડની, કાપીટલ, આરીચાટ અને પોર્ટહુડ. એ કેપ-બ્રિટન બેટનાં મુખ્ય શહેરછે. ઈ. સ. ૧૭૧૨ માં ફ્રેંચલોકે આ બેટ પહેલ વહેલો વસાવ્યો. પણ તેઓ ઇ. સ. ૧૭૬૩ માં પારિસના કોલકરાર પ્રમાણે આપ્યો.

વાનકુવર બેટ. એ બ્રિટીશ કોલંબીઆની પશ્ચિમે આવેલો છે. અંગ્રેજી નૌકાસૈન્યના કોઈ કપ્તાન વાનકુવર જેને ઇ. સ. ૧૭૯૨ માં બેટ શોધી કહાડ્યો. તેના નામ ઉપરથી બેટનું નામ પાડ્યું. ભૂખંડ અને બેટની વચ્ચે જોનસ્ટન સામુદ્રધુની જાર્જીઆ અખાત, હારો સામુદ્રધુની અને જુઆન્ડીફ્યુકા સામુદ્રધુની આવેલાછે. વાનકૂવરબેટ ૨૭૦ મૈલ લાંબો અને ૫૦ મૈલ પહોળોછે. કિનારો ખાંડ પાડેલોછે. બેટ પહાડીછે. મધ્ય ભાગ ૭૦૦૦ થી ૮૦૦૦ ફુટ સુધીની ઊંચાઈ છે. જમીન થોડી. પણ રસાળ છે. હવા સારી અને જાતજાતનો પેદાશછે. મુખ્ય નિકાસ. લાકડું, માછલી અને કોયલા છે.

વિક્ટોરીઆ. એ વાનકુવર બેટની અગ્નીકોણમાં મુખ્ય શહેર છે. ઇ. સ. ૧૮૫૯ માં ગ્રેટબ્રીટનનું સંસ્થાન થયું.

ક્વીનશારલૉટ બેટો. એ વાનકુવર બેટની ઉત્તરે કેટલાક નાના બેટનો સમુહ છે. તેઓ બ્રીટીશ કોલંબીઆનો ભાગ છે. મધ્યમાં પહાડી અને ઝાડવાળો છે.

રોડબેટ. એ આટલાંટિક મહાસાગરમાં યુનેટેડસ્ટેટ્સની પૂર્વે નાનો બેટછે. ૧૭ મૈલ લાંબો અને ૩ મૈલ પહોળોછે જોડેલાં સંસ્થાનમાંનાં સૌથી નાનું છે.

લોંગ બેટ. એ ૧૧૫ મૈલ લાંબો અને ૨૦ મૈલ પહોળોછે. એની પશ્ચિમે બ્રુકલીન શહેર છે.

સ્ટાટેન બેટ. એ લાંગબેટના નૈરૂત કોણમાં આવેલોછે, ૬૩ ચોરસ મૈલનું ક્ષેત્રફળ છે. લોઢાની મૂલ્યવાન ખાણો છે. ન્યુયોર્ક અને આ બેટની વચ્ચે આગબોટ ચાલેછે.

સાનજુઆન. એ અને બીજા કેટલાક બેટ જર્મનીના પાદશાહે યુનેટેડસ્ટેટસમાં ગણવાને ઇ.સ.૧૮૭૨ માં ફરમાવ્યો.

## दक्षिण अमेरीका.

### कोलंबिआ.

આ દેશ દક્ષિણ અમેરિકાના વાયવ્ય કોણમાં આવેલો છે. તેનું અસલનું નામ ન્યુગ્રાનડા હતું, કાંઠા ઉપર કેટલાંક સારાં બારાં છે, કીઓ અને પર્લબેટો કોલંબીઆના લગતા છે, ઉત્તર અને પશ્ચિમે + પહાડી છે બીજે ઠેકાણે ડુંગરવાળી છે. મુખ્ય શિખર "ટોલીમા" ૧૮૦૨૦ ફીટ

---

+ આ પહાડ આંડીજ પર્વતના શાખાછે. "આંડીજ" શબ્દનો અર્થ અને મૂળ વિષે બરાબર જણાએલું નથી. "આંટા" એક જાતનું જાનવર "આંટિસ" પર્વતમાં વસનારા લોકનું નામ અને "આંટા" ત્રાંબુ કેમકે પર્વતોપર જમીનનો રંગ તાંબડી કે લાલ જણાયછે; એવા એવા અર્થ બતાવેલા છે, પણ આંડીજનો ખરો અર્થ ઠરાવેલો નથી.

ઉચો છે. પૂર્વમાં વિશાળ મેદાન છે, તેમાં ઘાડાં જંગલ હોવાથી તે રોગી અને નબળી હવાનો છે માગડાલીના, મીટા, ગ્વાએર, નીગ્રો અને જાપૂરા નદીઓ છે. ઉંચી જમીનમાં હવા ઉત્તમ છે પણ કાંઠે અને મેદાનમાં ગરમ ભેજવાળી અને રોગી છે ઉષ્ણ દેશિક પેદાશ એમાં પાકે છે તેવાં અનાજ, મેવા, ઇત્યાદિ થાય છે સોનું, રૂપું, રત્ન અને બીજા મુલ્યવાન ધાતુ બહુ મળે છે. કાંઠે શ્રેષ્ટ જાતનાં મોતી મળે છે.

બોગોટા એ રાજ્યધાનીનું શહેર છે માગડાલીના નદીની એક મળનારી નદી ઉપર છે તે વેપારનું મથક છે, ધર્માધ્યક્ષનું સ્થળ અને યુનીવર્સિટિનું સ્થાન છે.

આસ્પાપિનવાલ. એ પાનામાની સંયોગી ભૂમિપર આટલાંટિક મહાસાગરને કાંઠે છે અહીંથી બીજી બાજુપર પાનામા શહેર સુધી સંયોગી ભૂમીની આડે રેલવે બાંધ્યોછે. હાલ નહેર ખોદવાની ગોઠવણ ચાલે છે.

પોર્ટોબેલો, કારથેજીના અને સાંટા મારટા. એ કારિબિયન સમુદ્રના કિનારાપર બંદર છે.

પાનામા અને બ્યુનોવેંટયુરા. એ પાસિફિક મહાસાગરને કાંઠે બંદર છે.

કોલંબિઆના લોકનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. કારખાનાં છે જ્યાં ફક્ત પરાળની ટોપીઓ અને એક જાતની મજબૂત જાતની ઝોળીઓ બને છે એ ટોપીઓ ઇત્યાદિ પાનામામાં પણ બને છે. ખાણ ખોદવાનું કામ થોડું પણ રીતીસર ચાલતું નથી. પાનામાની સંયોગી ભૂમીમાં વધારે વેપાર યુનેટેડસ્ટેટસ અને કાલીફોરનિયા જોડે ચાલે છે. રોમન કાથોલીક ધર્મ માનવામાં આવેછે. કેળવણી દિવસે દિવસે પ્રસરે છે.

## वेनेज़ुएला.

આ દેશ કોલંબિઆની પૂર્વે આવેલો છે. એની ઉત્તરે મારાકાયબો સરોવર છે. ઉત્તર પુર્વ અને પશ્ચિમ દેશ પહાડીછે વેને જુએલાના દક્ષિણ ભાગમાં ઘાડાં જંગલો છે. તે ભાગ વિષે થોડુંજ માલમ પડ્યું છે. ઓરીનોકો અને બીજી ઘણી નદીઓ છે. મેદાનમાં હવા ઉષ્ણ દેશિક છે. પણ ઊંચી જમીનમાં માફક આવેછે. ધરતીકંપથી બનતો બનાવ બનેછે. ચોમાસુ ૬ મહિના લગી ટકેછે. નદીની ખીણમાં ભૂમિ રસાળછે. મેદાનમાં અસંખ્ય ઢોર ચરાયછે. મુખ્ય પેદાશ મકાઈ, ઇમારતી લાકડું, રૂપું, કલાઇ અને ત્રાંબુછે. વસ્તીનો ચોથો ભાગ ઈંડિયન લોકછે, બીજી મિશ્રિત જાતછે. સ્પાનિશ ભાષા બોલાય છે.

**કારાકાસ.** એ મુખ્ય શહેર છે. વાયવ્ય કોણમાં સમુદ્રથી ૧૨ મૈલ દૂરછે. આસપાસના દેશ સાથે મોટો વેપાર ચલાવે છે.

**લાગાયરા, બોલીવાર.**
**મારાકાયબો, કબેલા, બારસીલોના.** } વેનજુએલાનાં મુખ્ય બંદર છે.

**ક્યુમાના.** આ બંદર તો એટલું મોટું છે કે યુરોપખંડની સઘળી નૌકાસૈન્ય ત્યાં સહીસલામત રહી શકે. બવહાર બહુજ અપૂર્ણ છે. વેનજુએલામાં ફક્ત ૯ મૈલ

---

*વેનજુએલા="નાનું વેનીસ." જ્યારે સ્પાનીશ લોક મારાકાયબો સરોવર અને વેનજુએલા અખાતની વચ્ચેના દેશમાં લાકડાં ઉપર બાંધેલાં ઘર જોયાં, ત્યારે ઇતાલીમાંના વેનીસ શહેરની યાદ આવી અને તેઓએ આ ઉપરથી દેશનું નામ પાડ્યું.

નો રેલવે છે. કેળવણી બહુ પાછળ છે. રોમન કાથોલિક ધર્મ ચાલેછે.

### ત્રણગિઆનાના પ્રાંત.

બ્રિટિશ, ડચ અને ફ્રેંચ ગિઆના આટલાંટિક મહાસાગરના કાંઠાપર આવેલાછે. કિનારો અખંડ છે. મુખ્ય નદી એસ્કીબો, ડેમરારા, બેરબીસ, કોરેંટીન, સુરીનામ અને ઓયાપોક છે. હવામાફક છે. એ ચોમાસાંછે વરસમાં ‡ ૧૫૦૦ ઈંચ વરસાદ વરસેછે. જમીન રસાળ છે. ઉષ્ણ દેશીક પેદાશ પુષ્કળ થાયછે. બેરબીસ નદીમાં એક જાતનું બહુ મોટું કમળ ફુળ ઇ. સ. ૧૮૩૭ માં જાણવામાં આવ્યું તેને "વિક્ટોરિઆ રીજીઆ" નામ પાડયું કારણ કે તે વરસમાં મહારાણી વિકટોરિઆ ઈંગ્લાંડની ગાદીપર બેઠી. ઈંડીયન, સીધી અને યુરોપિયનની વસ્તી છે ઈંગ્લીશ, ડચ અને ફ્રેંચ બોલાય છે.

× **જાર્જ ટાન.** એ બ્રિટીશ ગીયાનાનું મુખ્ય શહેર ડેમારા નદીના કાંઠાપર છે. લોક પ્રસિધ ઇમારતો ઘણીછે. બંદર સારૂં છે અને તેના રક્ષણને માટે ફોર્ટ વિલયમનો કિલ્લો છે.

**ન્યુઆમસ્ટરડામ.** એ બેરબીસ નદીના મુખ આગળ બંદરછે. તે નાનુંછે, તેથી નાનાં વહાણજ અંદર પેસીશકાય.

**પારામારીબો.** એ ડચગીયાનાનું મુખ્ય શહેર સુરીનામ નદીના જમણા કાંઠાપર વસેલું છે. શહેરની ઊત્તરે ફોર્ટ

---

‡ આશીયા ડુંગર અને ચારાપુગી હિંદુસ્તાનમાં બાદ કરતાં આખી દુનીયાંમાં ગીયાનામાં વધારે વરસાદ પડેછે.

× જાર્જટાન અને પારામારીબોમાં શેરીમાં નેહેરો ખોદેલીછે અને વેનીસની પેઠે ગાડીઘોડાને બદલે હોડી અને હલેસા ખપેછે.

લીકલાંડીઆનો કિલ્લોછે. ત્યાં સરકારી આફીસો અને કામ ચાલેછે. ગવરનર કિલ્લામાં રહેછે.

કાયેન. એ ફ્રેંચગીયાનાનું મુખ્ય શહેર જૂનો અને નવો એવા બે ભાગછે. જૂના ભાગમાં ગવરમેંટ હોસછે. પણ એ આખો ભાગ ટુટી પડ્યોછે. નવો ભાગ રીતીસર બાંધેલોછે અને શેરીઓ પણ સારીછે. બંદર સારૂં પણ છાછરૂં છે. ગીયાના પ્રાંતોનો મુખ્ય ઉદ્યોગ ખેતીછે. ખાંડ નાળીએર અને બૂનદાણાનો પાક થાયછે. વ્યાપાર વીસ્તીર્ણછે. મુખ્ય નીકાસ ખેતી અને વનનો પેદાશ ત્રણ પ્રાંત જૂદા જૂદા ગવરનરના હાથ નીચેછે. બ્રીટીશ સરકાર કેળવણીની ફીકર લેછે. પણ હજુ સુધી દર સેંકડે ફક્ત ૩ નિશાળે જાયછે.

## + ब्राजील देश.

આ દેશ ચીલી અને પાતાગોનીયા બાદ કરતાં દક્ષિણ અમેરિકાના બધા દેશને અડે છે. બ્રાઝીલ બહુ વિસ્તીર્ણ દેશ છે. એનું ક્ષેત્રફળ ૩૧ લાખ ચોરસ માઇલ યૂરોપ ખંડનું છે. તેટલાથી થોડું ઓછું લંબાઈ ઉત્તરે દક્ષિણે ૨૬૦૦ મૈલ અને પોહોળાઈ ૨૫૪૦ મૈલ છે. દુનીઆમાં સારામાં સારાં બંદર બ્રાઝીલમાં આવેલાં છે. પૂર્વ અને મધ્યભાગ

+ "બ્રાઝીલ" આ નામનું ઝાડ આ દેશમાં બહુ ઉગવાથી એનું નામ બ્રાઝીલ પાડ્યું અને આ ઝાડના લાકડાનો રંગ લાલ બળતા કોયલા જેવો છે, તે કારણથી ઝાડનું નામ પાડ્યું. પોર્તગીઝ ભાષામાં બળતા કોયલાને "બ્રાજા" કહે છે " બ્રાજા " બ્રાઝીલનો મૂળશબ્દ કહેવાય. ઈ. સ. ૧૫૦૦ માં પોર્તુગીજના વહાણવટી ડીકાબ્રાલે દેશની શોધ કરી.

પહાડો છે દુનીઆમાં મોટામાં મોટી નદી જે *આમાઝોન આ દેશમાં છે. પારા નહીબા, સાન ફ્રાન્સિસ્કો અને પારાના બીજી નદી છે. હવા ઘણું કરીને સારી અને નીરોગી છે. ખાંડ, બુનદાણા, રૂ, રંગ દેવાં એવાં લાકડાં વસાણુ, ગુંદર, ચામડાં, શીગડાં, ચરબી, હીરા, પોખરાજ અને બીજાં ઝવેર; સોનું, રૂપું, તાંબુ, લોઢું ઈત્યાદિ પેદાશમાં છે. યુરોપિયન સાધી અને ઈંડીયનની વસ્તી છે. પોર્તુગીજ ભાષા બોલાય છે. મુખ્યશહેર નીચે પ્રમાણે.—

રીઓડેજાનેરો. રાજધાનીનું શહેર અને મુખ્ય બંદર પૂર્વ કાંઠાપર છે. તેનું બારૂં સારામાં સારૂં બારામાંનું એક છે. ૪ લાખ ૨૦ હજાર માણસની વસ્તી છે તેથી દક્ષિણ અમેરિકાનું સૌથી મોટું શહેર કહેવાય—

બાહિઆ કે સાનસાલ્વાદોર એ આલસેંટસ અખાત ઉપર અગત્યનું બંદર અને બ્રાઝીલના બીજા નંબરનું શહેર ગણાય છે.

પેરનામ્બુકો. ત્રીજું શહેર અને બંદર છે. બાહિયાના ઈશાણ કોણમાં છે. એમાં ચાર જૂદાં શહેર આવેલાં રેસીફ, ઓલિંદા, બોનાવિસ્ટા અને સેંત આંટોન્યો.

મારાન્હો, પારા, પોર્ટો, આલેગ્ર, પારાહેબા, નાતાલ. એ બ્રાઝીલમાં બીજાં બંદર છે.

મુખ્ય ઉદ્યોગ ખેતી પણ તે હમણાજ શરૂ કરવામાં

---

* ઇંડિયાન ભાષામાં આમોઝોન નદીને "આમાસોના"= "હોડીનો નાશ કરનાર" કહે છે બીજો અર્થ એમ કહેવાય છે કે ઈ. સ. ૧૫૮૦ માં જ્યારે એ નદી શોધ કરવામાં આવી હતી તે વારે ફ્રાન્સિસ્કો ડોરેલાના શોધી કહાડનારે નદીના કાંઠાપર બહાદુર બાયડીની ટોળી જોઈ માટે "આમાઝોન" નામ પાડ્યું.

આવી છે. ખૂનદાણા, રૂ, ખાંડ, તમાકું અને રબર એ મુખ્ય પેદાશ છે. ચામડાં, શીંગડાં અને હાડકાંને માટે ઢોર ઉછરે છે. બ્રાઝીલની સોનાની અને હીરાની ખાણો દુનીઆમાં મૂલ્યવાન ખાણોમાં ગણાય છે. વિસ્તીર્ણ વેપાર ચાલે છે. આયાતમાલ–સૂતરાઉ, શણનાં અને ઉનનાં લૂગડાં અને લોઢાનું કામ છે. પશ્ચિમ ગોળાર્દ્ધમાં બ્રાઝીલનું એકલું રાજ્યછે, બીજાં બધાં પ્રજાસત્તાક રાજ્યો છે. બ્રાઝીલ મહારાજાના હાથમાં છે કેળવણી સારા પાયા ઉપર છે.

## એક્વાડોર.

દક્ષિણ અમેરિકાની પશ્ચિમે આવેલો દેશ છે, કાંઠો ખડકવાળો અને સિધો છે. ગ્વાયાક્લિ અખાતમાં પુના, સાંતા કલેરા અને ગાલાપેગોસ બેટ છે. કોતોપાહી, ચીંબારાથો, કાયાંબી, હીનીટઝાળ એ મુખ્ય શીખરો છે. નીપોટીગ્રે, પસ્ટાજા, પોટ, ગ્વાયાક્વિલ એ મુખ્ય નદી છે. મેદાનમાં હવા ઉષ્ણ દેશીક પરંતુ પહાડપર ટાઢી અને માફકછે. ક્વિતોમાં જ્યાં થરમોમેટરમાં પારો ૬૧૦ આગળ રહે છે. ત્યાં હમેશ વસંત રૂતુછે. ખાણોની ભૂમી અતિરસાળ છે. મકાઈ, ઘઉં, ડાંગેર, ખૂનદાણા, નાળીએર, ખાંડ, રૂ, તમાકુ, રબર, ચીનચોના, ગુંદર, રાળ, વસાણું, સોનું, સીસું, ગંધક બહુ મળે છે.

એકવાદોર=વિશુવવૃત્ત.

ક્વિતો. એ મુખ્ય શેહેર લગભગ વિષુવવૃત ઉપર વસેલું છે. આ શહેર દુનીઆની સપાટીથી ૧૦૦૦૦ ફુટ ઉંચુંછે ક્વીતોમાં એકજ રૂતુ તે વસંત રૂતુ છે. શહેરમાં ઉભા રહીએ તો ૧૧ બરફથી ઢંકાએલા પર્વત દેખી શકાયછે. એક પિનચીનચા જ્વાળા મુખી છે. તે બે વખત એટલે ઇ.

સ. ૧૭૫૭ અને ઇ. સ. ૧૮૫૯ માં ફાટ્યાથી શહેરનો લગભગ નાશ કર્યો.

ગ્વાયાકિવલ. એ મુખ્ય બંદર પાસિફિક મહાસાગરના કાંઠાપર છે. એની હવા તદન નબળી અને રોગીછે.

કયુએન્સા. એ એક પ્રખ્યાત યુનિવર્સિટિનું સ્થળ છે.

લોજા. એ અસલને વખતે લોજામાં ચીનકોના જંગલ બહુ હતાં ત્યાંથી પેરૂવિયન છાલ પણ આવતી. એકવાડોરના લોકનો મુખ્ય ઉદ્યોગ ખેતી અને કારખાનાંનું કામ કરવાનું છે. માછલી પકડવામાં પણ ઘણા લોક રોકાએલા છે. જાડાં સૂતરાઉ અને ઉનનાં લૂગડાં અને પરાળની ટોપીઓ બનેછે. ધાન્ય, નાળીએર, ગુંદર, ટોપી, છાલ, રૂ અને મુલ્યવાન ધાતુનો મોટો વેપાર ચાલેછે.

## * પેરૂ.

પાસીફિક મહાસાગરના કાંઠાપર આવેલો મુલક છે. કાંઠો ખડકવાળો અને અખંડ છે. જમીન બહુ પહાડી છે ને જ્વાળામુખી પર્વત છે. ચુક્મિ, બામ્બા ( ૨૧૦૦૦ ફુટ) અને આરિક્વિપા (૨૦૩૦૦૦ ફુટ.) પેરૂમાં ઘણાં સરોવર છે. સૌથી મોટું તીતીકાકા છે. જેનો અર્ધો ભાગ એમાં છે.પેરૂની હવા આખી દુનીઆમાં વધારે તનદુરસ્ત અને સારી હોવાથી વખાણાય છે. વરસાદ છેક થોડો પડેછે, પણ તેને બદલે “ગારૂઆ” નામનું એક જાતનું ધુમર છે. જેથી જમીનપર પાણી પડેછે. લામા, આલપાકા, વિકુગ્વા, ગ્વાનાકો એ ચાર જાતનાં ઘેટાં સારા ઉનને માટે પ્રખ્યાત છે. ઘઉં, મકાઈ, ભાતભાતનો મેવો, ખાંડ, ખૂન, રૂ, તમાકું, ઇમારતી લાકડું, તેજાનો, ગળી,

* પેરૂ દેશ ઇ. સ. ૧૮૨૧ માં સ્વતંત્ર થયો, ત્યાર સુધી તે સ્પેનને તાબે હતો.

ચીનકોના અને બીજાં વસાણાં. ×રૂપું, પારો, ત્રાંબુ, કલઈ, સીસું અને લોઢું, કોયના, ગંધક, સોડાખાર, અને સિંધવ. સ્પાનીઅર્ડ, સીધી, ચીના, ઇટાલીયન અને જર્મનના વંશજ છે.

* લીમા. એ પાસીફિક મહાસાગરના કાંઠાથી ૭ મૈલ દૂર પેરૂનું મુખ્ય શહેર છે. ઇ. સ. ૧૫૩૫ માં આ શહેર વસાવ્યું. અમેરિકાની સૌથી જુની યુનિવરસિટિ લીમાની છે. વળી આ શહેરમાં એક શોભાયમાન કથિડ્રલ ઉત્તમ લાઇબ્રેરી, સાર્વજનિક ઇમારતો અને ૬૦ દેવળ છે. કાલો (જે તેનું બંદર છે.) સુધી રેલવે બાંધેલી છે.

કાલો. એ રૈમાક નદીના મુખ આગળ પાસિફિકના કાંઠાપર પેરૂનું મુખ્ય બંદર છે. ઇ. સ. ૧૭૪૬ માં કાલો બંદર ધરતીકંપમાં તદન નાશ પામ્યો.

કૂયકો. એ કદમાં પેરૂનું આ બીજુ શહેર ગણાય છે. દરિઆની સપાટીથી આ શહેર ૧૧૪૦૦ ફુટ ઊંચું છે. ૧ઇન્કા

---

× પોતોસી અને પાસ્કોની રૂપાની ખાણો અને હુઆન કાવેલિકાની પારોની ખાણો દુનીઆની પ્રખ્યાત. ખાણોમાં ગણાય છે.

* પીતસારા નામના કોઇ સ્પાનીઅર્ડ લીમા તથા કાલો ઇ. સ. ૧૫૩૫ માં વસાવ્યાં. લીમામાં તેની કબર છે.

૧ ઈ. સ. ૧૫૩૩ માં જ્યારે પીતસારોએ પેરૂ દેશ વશ કર્યો, ત્યારે "ઇન્કા" વંશનો રાજા રાજ કરતો હતો આ વંશનો મૂળ પુરૂષ માન્કોકાપાક હતો; તેને ઈ. સ. ૧૦૫૦માં કુયકો વસાવી રાજધાનીનું શહેર કર્યું. "ઇન્કાઓ" પોતે સૂર્યવંશ કહેવાતા હતા કોઈ બીજી જાતમાં પરણતા નહીં અને મરણ પામ્યા પછી લોક તેમને પૂજતા. હાલ અમે ધારીએછીએ કે તેઓ સુદ્દચીન અને હિંદુસ્તાનના બેટમાંથી જઈ ત્યાં વસ્યા હશે.

નામના રાજાઓની રાજધાની પ્રાચીનકાળમાં હોવાથી કુથકો મનોરંજક શહેરમાંનું એક છે. તેના શોભાયમાન બંદરને માટે પણ પ્રખ્યાત છે. યુનીવર્સિટિનું એક સ્થળછે.

આરિક્વિપા. એ પેરૂનાં મુખ્ય શહેરમાંનું એક છે. એજ નામના જ્વાળામૂખી પર્વતની પાસે દરિઆની સપાટીથી ૮૦૦૦ ફીટ ઊંચું વસેલું છે. શહેર મજબૂત બાંધેલું અને ત્યાં મોટો વેપાર ચાલેછે.

પાસ્કો. એ દરિયાની સપાટીથી ૧૩૭૨૦ ફીટ ઊંચું છે.

પ્યુનો. આ શહેર દરિયાની સપાટીથી ૧૨૮૪૭ ફુટ ઊંચું છે. આ બે શહેર પાસ્કો અને પ્યુનો આખી દુનીયામાં દરિઆની સપાટીથી સૌથી ઊંચાં શહેરમાં બે છે.

પેટ. એલ્લે, આરિકા અને ઍંફિક. } પેરૂનાં બીજાં બંદર છે. મુખ્ય ઉદ્યોગ ખેતી છે.

ખેતી પછી ખનીજનું કામ આવે છે જાડાં સૂતરાઉ અને ઉનનાં લુગડાંનાં કારખાનાં છે. સોના, રૂપાનાં ઘરેણાં પણ બને છે. મુખ્ય નિકાશ-ગ્વાનો, સોડાક્ષાર, કાચું સોનું, ચીનકોના અને ઉન આયાત માલ—ઈંગ્લાંડ અને ઉત્તર અમેરિકાથી બનાવેલો માલ. પેરૂમાં થોડીજ સારી સડકછે ઘોડાની ગાડીઓ વપરાતી નથી. ખચર અને લામાને લાધે છે. હવે રેલવે બાંધે છે. કેળવણી દિવસે દિવસે સુધરે છે. રોમનકાથોલિક ધર્મ મનાય છે.

## • બોલિવિઆ.

આ દેશને પહેલાં ઉપલો પેરૂ કહેતા. દેશ પહાડી છે.

---

• દક્ષિણ અમેરિકાને સ્પેનના તાબા હેઠળથી છુટકો કરનાર "સૈમનબોલીવાર" ના નામ ઉપરથી આ દેશનું નામ પાડ્યું સૈમનબોલીવાર વેનેજુએલામાં કારાકાળ શહે-

પશ્ચિમ અને નૈરૃત ભાગ બહુ ઊંચા છે. તિતિકાકા અને પોપોચોરો મુખ્ય સરોવર છે. બોલિવિઆનો ઘણોખરો ભાગ જોકે ઉષ્ણ કટિબંધમાં આવેલોછે, તો પણ તે દરિઆની સપાટીથી એટલો ઊચ્ચો રહ્યાથી હવા સારી છે. નૈરૃત કોણમાં "આટાકામાનું" રણ છે ત્યાં હવા સારી નથી અને ધરતીકંપ બનતો બનાવછે. બોલિવિઆમાં "કોંડર" નામનું સૌથી મોટું પક્ષી મળે છે. બોલિવિઆની ખાણો અખૂટ કહેવાય છે રૂપું ત્રાંબુ મસ મળે છે. થોડા વખત ઉપર "કારાકોલ્સ" ની ખાણો આકાટામાના રણમાં જાણવામાં આવી હતી. એમ કહે છે કે પોતોસીની ખાણો કરતાં તેઓ વધારે પ્રાપ્તિકારક છે.

**સુક્રે કે ચુકીસાકા.** જો કે એ શહેર બહુ મોટું નથી તો પણ એ બોલિવિઆનું મુખ્યછે. દરિઆની સપાટીથી આ ૧૦૦૦૦ ફીટ ઊંચું રહેલું છે, તેમાં સુંદર કથિડ્રલ યુનીવર્સિટિ અને ઘણાં દેવળો છે.

**લાપાથ.** એ તીતીકાકા સરોવરના અગ્ની કોણમાંવસેલું છે. બોલિવિઆનું સૌથી મોટું શહેરછે, અને પેરૂ સાથેના વેપારનું મથક છે. ઉત્તમ પેરૂવિયન છાલ અહીં થાય છે. ૧૨૦૦૦ ફીટ ઊંચુંછે ટોપી અને ઉનના માલનાં કારખાનાંછે.

**પોતોસી.** એ દરિઆની સપાટીથી ૧૩૩૧૪ ફીટ ઊંચું છે. દુનિઆમાં ઉચાં રહેલાં વસ્તીવાળાં શહેરોમાંનું આ એક છે. એની થડમાંની ખાણોમાંથી પુષ્કળ રૂપું કાઢવામાં આવ્યું છે. હાલ એ ખાણો પડતી મુકેલી છે. ચડતી દશા-

રમાં ઈ. સ. ૧૭૮૩ માં જન્મ્યો અને સ્પેનમાં કેળવાયો હતો. ઈ. સ. ૧૮૧૧ થી ૧૮૨૬ સુધી દક્ષિણ અમેરિકાની સ્વતંત્ર થવાની લડાઈઓ તેને ચલાવી. તે ઈ. સ. ૧૮૩૦ માં મરણ પામ્યો.

માં હતું ત્યારે પોર્તોગીની વસ્તી ૧૫૦૦૦૦ ની હતી હાલ તે ૨૨૮૫૦ છે.

કોબીજા. એબોલિવિઆનું એકલું બંદર છે.

ઓરૂરો અને કારાકોલાસ. એમાં મુલ્યવાન રૂપાની ખાણો છે.

કોચાબામ્બા. આ શહેરમાં કાચ તથા જાડાં સૂતરાઉ લૂગડાંનાં કારખાનાં છે.

## ચીલી કે ચીલે.

આન્ડીજ અને પાસિફિક મહાસાગરની વચ્ચે આવેલો દેશ છે. એના મુખ્ય લગતા બેટ ચીલો અને જુવાન ફર્નાંડીજ બેટ છે. ચીલો બેટમાં ૭૦૦૦૦ માણસની વસ્તી છે. રસાળ અને ઝાડવાળો છે. હવા વધારે ભેજવાળી હોવાથી પાક થોડોજ થાય છે. જુવાન ફર્નાન્ડીજમાં રોબીનસન ક્રુસોના ચમત્કારીક બનાવ આ બેટમાં બન્યા. દેશ પહાડી છે. આન્ડીઝનાં ઉંચાં શીખરો આકોન્કા ગુવા (૨૩૨૯૦) અને ટુપંગાટો (૨૨૩૧૦) ચીલીમાં આવેલા છે. એકે મોટી નદી નથી; એનું એ કારણ કે પર્વત છેક કાંઠાપર આવેલા છે અને નદીઓની મૂળ ભૂમિતદન સીધી છે. કોક્વિમ્બો, આકોન્કાગુવા, મેપું,મૌલ, બીઓબો એ નાની નદીઓ છે. બીઓબો સૌથી લાંબી છે. ૨૦૦ મૈલની લંબાઈ છે. વહાણ ઘણે દૂર ચાલે એમ એકે નથી. ચીલીની હવા તનદુરસ્ત અને બહુ સારી છે, પણ ત્યાં ધરતી કંપ હમેશ થાય છે. પૂર્વગોળાર્ધમાં જે પાળેલાં જાનવર છે તે અહીં મળે છે. કદમાં ચીલેનાં જાનવર બહુ મોટાં છે. કિમતી ઇમારતી લાકડું સોનું, રૂપું, ત્રાંબુ, લોઢું, કોયલા, પારો, કલાઈ ઇત્યાદિ પુષ્કળ મળે છે.

સાંતિઆગો. એ ચીલીનું મુખ્ય શહેર આંડીઝ પર્વતના ઢાળ પર શોભાયમાન વસેલું છે. આસપાસનો દેખાવ અતિ સુંદર છે. યુનિવર્સિટિ અને વિદ્યાસંબંધી બીજી ઇન્સ્ટીટયુસનો છે. "લાકામપાન્યા"નામનું એક દેવળ ઈ.સ. ૧૮૬૩ ના ડીસેમ્બર મહીનામાં અગ્નીથી નાશ પામ્યું તેમાં ૨૦૦૦ માણસે જીવ ખોયા. સાંતિઆગો, વાલપારેસો અને કયુરીડો વચ્ચે રેલવેનો સંબંધ છે. સાંતિઆગો ને ધરતી કંપથી બહુ નુકશાન થયું છે.

વાલપારેસો.="અનંદ ભૂમીની ખીણ"ચીલીના વેપારનું મથક છે અને બહુ આબાદ બંદર છે. ત્રાંબુ, ઘઊં, ચામડાં અને ઉનનો મોહોટો વેપાર ચાલે છે.

કાલડીસું અને કોકિમબા. એ બીજાં મોટાં બંદર છે. કોકિમબામાં ત્રાંબુ ઓગળવાની અગત્યની ભઠ્ઠીઓ છે. ખેતી અને ખાણ ખોદવાનું કામ મુખ્ય ઉદ્યોગ છે. હાલ ત્રાંબાની ૧૬૭૦ ખાણો રૂપાની ૨૭૦ ખાણો અને કોયલાની ૬૭૦ ખાણોમાં કામ ચાલે છે. દિવસેદિવસે કારખાનાં વધારે અગત્યનાં થાય છે. લોઢું, ત્રાંબુ અને માટીનાં વાસણ, જાડાં સૂતરાઉ અને ઉનનાં લૂગડાં, દારૂ, સાબુ, તથા દોરડી બને છે. મુખ્ય નિકાશ-ત્રાંબુ,રૂપું, ઘઊં ચામડાં. આયાત માલ-સૂતરાઉ, ઉનનાં, શણનાં અને રેશમી લૂગડાં લોઢાની જણસો, યંત્ર ઇત્યાદિ. નિશાળોને માટે વરસે પૈસાની મોટી રકમ આપવામાં આવે છે અને કેળવણી સારા પાયાપર છે.

## लापलाता के आरजेनतैननुं प्रजासत्ताक राज्य.

આ દેશમાં પહાડ અને મેદાન ઘણાં આવેલાં છે. નદી, નાળાંથી પાણી પૂરૂં પાડેલું છે. વર્મીજો, પારાના,

સાલાડોરીઓદ લાપલાતાને મળનારી નદીઓ આન્ડીજમાંથી આવનારી કોલોરાડ નદી મોટી છે અને ઘણાં મોટાં સરોવર છે; પણ તેઓ મુખ્યત્વે કરીને ખારાં પાણીનાં છે. હવા અસ્થીર પણ માફક અને નિરોગી છે. સોનું, રૂપું, સીસુ, ત્રાંબું, કોયલા અને મીઠાની કીમતી ખાણો છે.

**બુએનોસએર્સ.** એ રીઓદ લાપ્લાતા નદીના જમણા કાંઠાપર વસેલું છે. તે મુખ્ય બંદર છે તે રીતીસર અને સારૂં બાંધેલું છે તેમાં ઘણાં સુંદર દેવળો અને વિદ્યા સંબંધી ઇનસ્ટીટયુંશન છે.

**રોસારિઓ.** એ લાપ્લાતાનું બીજું શહેર પારાના નદીના ડાબા કાંઠાપર છે. માંહે આવેલા પ્રાંતના વેપારનું મથક છે.

**કોર્ડોવા.** એ વેપારનું એક મથક છે.

**જુજાય.** એ બોલિવિયામાં જવાના ઘાટના મૂખઆગળ મજબૂત કરેલું લશ્કરી શહેર છે. ઢોર ચરાવવાનો અને ઉછેરવાનો મુખ્ય ઉદ્યોગ છે. ઉન, ચરબી, ચામડાં, શીંગડાં, પીછાં એ પ્રાણીની પેદાશથી બહુ પૈસો ઉપજે છે. કારખાનાનું કામ આરૂંભમાંજછે; હાલ ફક્ત ઉનનાં લુગડાં, ચામડાની બનાવેલી જણસો, સાબુ, દારૂ ઇત્સાદિનો મોટો વેપાર છે. અને વધતો જાય છે. મુખ્ય નિકાશ-ઉન, ચામડાં, ચરબી, ઢોરનાં ખરીયાં, વાલ, ઢોર, એ છે. આયાતમાલ-સૂતરાઉ અને ઉનનું કાપડ, લોઢાની જણસો, યંત્ર ઇત્યાદિ. કેળવણી સારા પાયાપર છે. દરેક શહેરમાં રાતની નિશાળો, ગ્રામરસ્કૂલ, કોલેજ ઇત્યાદિ છે જ્યાં બધા લોક પૈસાવગર કેળવણી મેળવી શકે છે. રોમનકાર્થોલિક ધર્મ મનાય છે.

## પારાગુવાઇ.

અમેરિકા ખંડનો આ એકજ દેશ છે. જેને દરિયાઈ

કાંઠો નથી પશ્ચિમે અને દક્ષિણે સપાટી જાનાશવાળા અને નીચી છે. પૂર્વે અને ઉત્તરે ડુંગરવાળી છે. નદીઓ નાળાં પુષ્કળ અને ભરપૂર છે મુખ્ય નદી પારાના × અને પારા ગુવાઈ છે હવા માફક અને તનદુરસ્ત છે. મુખ્ય અને પ્રખ્યાત પેદાશ "યેરબા માટે" કે પારા ગુવાઈની ચા એ જાતની ચા દુનિઆના કોઈ બીજા ભાગમાં નહીં પાકે છે. લોઢ.ત્રાંબુ, સીસુ, કોયલા અને પુષ્કળ ઇમારતી પથરા મળે છે, રાજ્ય ભાષા સ્પાનીશ છે પણ ઈંડીયન લોક માહો માહે પોતાની બોલી બોલે છે.

**આસેન્સન** એ પારાગુવાઈ નદીના કાંઠાપર મુખ્ય શહેર છે. વેપારમાં અગત્યનું શહેર છે. "યેરબા માટે", લાકડું, તમાકુ, અને ચામડાનો મોટો વેપાર ચાલે છે. આસેન્સનથી પારા ગ્વારીસુધી રેલવે બાંધ્યો છે.

**કોનસેપ્શન** આ "યેરબામાટે" કે પારાગુવાઈની ચાના વેપારનું મુખ્ય બંદર પારાગુવાઈ નદીઉપર આવેલું આસેન્સનથી ૧૦૦ મૈલ દૂર છે.

**પારાગ્વારી** }
**વિલ્લારિકા.** } એ આસેન્સન શહેરના અગ્નિ કોણમાં આવેલાં છે.

મુખ્ય ઉદ્યોગ ખેતી છે. ઈ. સ. ૧૮૬૫થી ઈ. સ. ૧૮૭૦ સુધી બ્રાઝીલ લાપ્લાતા અને ઉરુગુવાઈ સાથે લડાઈ ચાલી હતી, તેમાં રાજ્યને બહુ નુકશાન પહોંચ્યું; ત્યારથી કેળવણી ક્ષય પામતી ગઈ છે. રોમનકાથલીક ધર્મ મનાય છે. બીજા પંથને પણ છુટ છે.

## ઉરુગુવાઇ

આ દેશનું પુરૂંનામ "બાંડા ઓરીએંટલ ઉરુગુવાઇ"

× પારાના="પારા"=સમુદ્ર અને "ના"=જેવું, સામટો અર્થ "સમુદ્ર જેવું."

એટલે ઉરગુવાઈ નદીને પૂર્વે કાંઠે પુષ્કળ પાણી છે. મુખ્ય નદી ઈબીકઈ અને રીઓનીગ્રો ઉરગુવાઈ નદીની મળનારી નદીઓ છે. હવા ભેજવાળી પણ માફક અને તન દુરસ્ત છે. લાપ્લાતાના જેવી પેદાશ છે. સોનું, રૂપું, ત્રાંબુ, લોઢું અને કોયલાની ખાણો છે.

મૉન્તેવિડિઓ. એ મુખ્ય શહેર અને મુખ્ય બંદર છે.

માલ્ડોનાડો અને કોલોનિયા. } એ દરીઆના કાંઠાપર જાણવા લાયક બંદર છે.

સોરીઆનો, પેસાનડું અને સાલ્ટો. } એ ઉરગુવાઈ નદીને કિનારે બંદર છે.

ઢોર ચરાવવાનો અને ખેતી એ મુખ્ય ઉદ્યોગ છે. દેશનો વેપાર પરદેશથી આવેલા લોકના હાથમાં છે, કેળવણી સમૂળગી નથી. મુખ્ય ધર્મ રોમન કાથોલિક છે.

## × પાતાગોનીઆ

લાપ્લાતા દેશથી માગેલનની સામુદ્રધુની સુધીનો દેશ છે. અને તે દેશમાં મોટું રણ છે. પાતાગોનિયાની હવા પશ્ચિમમાં ભેજવાળી પણ પૂર્વમાં સુકી છે. જંગલી ઢોર, ટોળા ટોળાં દેશમાં ફરે છે. રીઓનિગ્રો નદીની ખીણમાં થોડી મકાઈ, ઘઉ અને કઠોળનો પાક થાય છે. પરંતુ લોકનું મુખ્ય ભક્ષ શિકાર છે. વસ્તી ઓછી છે. લોક રાક્ષસ જેટલા ઊંચા છે એ બધી વાત જુઠી માલમ પડે છે. તેઓ આસરે ૫ ફીટને ૧૦ ઈંચ છે. તેઓ ઢોર ઉછેરીને તથા

× "પાતાગો યા" આ દેશનું આ નામ પાડવાનું કારણ એ કે માગેલન વહાણવટી અહીં આગળ આવ્યો ત્યારે લોકની ચપળથી ઢાંકેલા પગ જોઇને પાતાગોન્યા નામ પાડ્યું "પાતા"=જાનવરનું ખરીઉ.

ચરાવીને પોતાનું ગુજરાન ચલાવે છે અને જંગલી મુરતી પૂજક છે. રાજ્ય બંદોબસ્ત બિલકુલ નથી. જો કે ચીલી અને લાપ્લાતા એ બેઉ પાતાગોનિયાપર દાવો કરે છે. જાણવા જોગ એકે શહેર નથી.

## વેસ્ટ ઇંડિયન બેટ.

આ બેટો યુકાતાન અને ફ્લોરિદા દ્વિપકલ્પથી દક્ષિણ અમેરિકામાં વેનેજ્યુએલા સુધી પ્રસરેલા છે. કુલક્ષેત્રફળ ૯૦૦૦૦ હજાર ચોરસ મૈલ છે. આ બેટના ચાર મુખ્ય સમુહ કરી શકાય. મોટા આંટલિશ, નાના આંટલિસ, બાહામાટાપું અને બર્મ્યુદા બેટ.

### (૧) મોટાઆંતલિસ.

| મુખ્યબેટ. | મુખ્યશહેર. | કોના તાબામાંછે. | મુખ્ય નિકાશ કે પેદાશ. |
|---|---|---|---|
| કયુબા. | હાવાના. ત્રીનીદાદ. | સ્પેન. | ખાંડ, ઊન, રૂ, તમાકું અને ત્રાંબુ. |
| જામેકા. | કિંગસ્તન સ્પાનિશટૌન, પોર્ટ રોયલ. | ગ્રેટબ્રીટન | ખાંડ, "રમ"નામનો દારૂ, ઊન, રૂ, લોઢાનો સામાન. |
| હેટે સાન્દોમિંગો. | પોર્તપ્રાંસ, સાન્ડોમિંગો. | સ્વતંત્ર. | લોગ અને મહોગાની જાતનાં લાકડાં, રૂ, ને ઊન. |
| પોર્તારિકો. | સાનજુવાન. | સ્પેન. | ખાંડ, ઊનદાણા, તમાકું, "રમ"નામેનો દારૂ. |

કયુબા. વેસ્ટ ઇંડિયન બેટોમાં કયુબા સૌથી મોટો બેટછે. ૭૦૦મૈલ લાંબો અને ૧૩૦મૈલ પહોળો છે. જમીન પહાડી છે. મુખ્ય શિખર મૌંટ કોબ્રે ૭૨૦૦ ફીટ ઊંચો બેટના અગ્નીકોણમાં આવેલો છે. બજારમાં ખપી જાય એવું દુનિઆમાંના ત્રાંબાનો ⅔ ભાગ આ પર્વતોની ખાણોમાંથી નિકળે છે.

**જામેકા.** "ઝાડ અને પાણીની જમીન" એ વેસ્ટ ઇંડિઝ-માંનો અંગ્રેજના તાબામાં સૌથી અગત્યનો બેટછે. વહાણ ચાલી શકાય એવી એક નદી તે બ્લેક નદીછે. બેટનાં ત્રણ પરગણાં કરેલાં છે. મિડલસેક્સ, સરે અને કોર્નવાલ ઘણાં સારાં બંદર છે. તેમાં મુખ્ય કિંગસ્ટન, ફાલમત અને માન્ટિગો-જામેકાનો દારૂ વખણાય છે.

**હાવાના.** એ ક્યૂબાનું મુખ્ય શહેર અને વેસ્ટ ઇંડીઝની રાજધાની પણ કહેવાય. હાવાનાની બીડી બહુ વખાણાયછે.

**હેટિ અને સાન્દોમિંગો.** એ વેસ્ટ ઇંડિઝમાં સૌથી રસાળ બેટ છે. ઈ. સ. ૧૮૦૧માં પોતાની સ્વતંત્રતા જાહેર કરી બેટના પશ્ચિમ ભાગને હેટિ કહે છે. અને પૂર્વને સાન્દોમિંગો કહે છે.

## નાના આંટલિસ અને વેને ઝુએલ્યન બેટ.

### (૧) લિવર્ડ ટાપુ.

| મુખ્ય બેટ. | મુખ્ય શહેર. | કોના તાબામાંછે તે. | મુખ્ય નિકાશ. |
|---|---|---|---|
| વરજીન બેટ. | રોડટોન. | બ્રિટન, ડેનમાર્ક, સ્પેન | આ બેટોની સામાન્ય પેદાશ ખાંડ બુનદાણા ઉંચી જાતનો મેવા, તેજાનો, રૂ, તમાકું અને રંગ આપવાનો પદાર્થ છે. |
| સાંટાક્રુજ. | ક્રિસ્ટયનસ્ટાટ | ડેનમાર્ક. | |
| સેંટ માર્ટિન. | | ફ્રાંસ અને હોલાંડ. | |
| નિવિસ. | ચાર્લસ્ટન. | બ્રિટન. | |
| આનગ્વીલા. | | ,, | |
| સેંટક્રિસ્ટાફર. | બાસ્ટેર. | ,, | |
| આંટિગ્વા. | સેંટજોન્સ. | ,, | |
| માંટસેરા. | પ્લીમત. | ,, | |
| ગ્વાદાલૂપ. | બાસ્ટેર. | ફ્રાંસ. | |
| ડસીડરેડી | | ,, | |
| મારીગાલાંટ. | ગ્રાંડબુર્ગ. | ,, | |
| ડોમિનીકા. | રોસો. | બ્રિટન. | |

## (૨) विंड्वर्डटापु.

| મુખ્ય બેટ. | મુખ્ય શહેર. | કોના તાબા-માંછે. | મુખ્ય પેદાશ. |
|---|---|---|---|
| મારટીનીક. | પોર્ટરોયલ. | ફ્રાંસ. | લીવર્ડ બેટની પેદાશ જેવી. |
| સાંટાલુસિઆ. | કાસટ્રીસ. | બ્રિટન. | |
| સેંટવિનસેંટ. | કિંગસ્ટન. | ,, | |
| બાર્બાડોજ | બ્રિજટન. | ,, | |
| ટોબાગો. | સ્કારબરો. | ,, | |
| ગ્રેનાડા. | જાર્જટૌન. | ,, | |

## वेनेजुएलियन टापु.

| | | | |
|---|---|---|---|
| ત્રીનીડાડ. | પોર્ટ ઑફ સ્પેન. | બ્રિટન. | ખાંડ, રૂ, બુન અને નાળીએર. |
| મારગારીટા. | આસેન્શન. | વેનેજુએલા. | ખાંડ, બુનદાણા, રૂ, મીઠું. |
| ટારટ્યુગા. | | ,, | |
| બ્યુઓનએર. | | હોલાંડ. | મીઠું, ઢોર. |
| કયુરાસો | વિલીયમસ્ટાટ. | ,, | ખાંડ, મકાઈ, તમાકુ, ગળી. |
| ઓાબા.. | | ,, | |

• લિવર્ડ બેટમાંના વરજીનટાપુ, આંગ્વીલા, નેવિસ, સેંટ-ક્રીસ્ટોફર, આંતિગ્વા, માન્તસેરા અને ડોમિનીકા આ બેટ ઈ. સ. ૧૮૭૧ માં પાર્લામેંટના આકટથી એ એક જુદું કોલ કરારનું સંસ્થાન ઠરાવ્યું. વેનેજુએલા બેટોમાં ગ્રેટબ્રિટ-નના તાબામાં ત્રીનીડાડ એકલોછે. લંબાઈ ૬૫, પોહોળાઈ ૪૯ ચોરસ મૈલ છે. આ બેટ ઈ. સ. ૧૭૯૭ માં બ્રિટીશ-ના હાથમાં આવ્યો.

## बाहामा बेट.

આશરે ૫૦૦ બેટ મળીને થયો છે. ફક્ત ૨૦ માં વસ્તી છે. આ બેટો ગ્રેટબ્રિટનના તાબામાં છે કુલક્ષેત્રફળ ૩૦૧૨ ચોરસ મૈલનું છે. મુખ્ય પેદાશ મકાઈ, ખાંડ, મેવો, રૂ, કાચબા, વાદળી, મીઠું ઈત્યાદિ.

| | |
|---|---|
| બાહામા, અબાકો, આં ડ્રોસ, ન્યુપ્રોવીડેન્સ ઈલિથેરા, સાનસાલ્વાડર અને લાંગબેટ. | એ મુખ્યબેટ છે. સાનસાલવાડરમાં કોલંબસ ઈ. સ. ૧૪૯૨ માં ઉતર્યો હતો. |

ન.સૌ. ન્યુપ્રાવિન્ડેસમાં મુખ્ય શહેર છે.

## बरम्यूदा टापु.

આશરે ૩૦૦ બેટ મળીને આટલાંટિક મહાસાગરમાં યુનેટેડસ્ટેટસની પૂર્વ આવેલો છે. તે ઈગ્લાંડના તાબામાં છે.

## फाकलांड बेट.

એ દક્ષિણ અમેરિકાના અગ્નીકોણ તરફ દક્ષિણ આટલાંટીક મહાસાગરમાં આવેલો બેટ છે. આ બેટના બે આર્કિપેલગો, પૂર્વ અને પશ્ચિમ ફાકલાંડ કરેલા છે. કુલક્ષેત્રફળ ૧૨૦૦ ચોરસ મૈલ છે. મુખ્ય શિખર "આડમ" પર્વત સમુદ્રની સપાટીથી ૨૩૧૫ ફીટ ઊંચો છે; હવા તનદુરસ્ત પણ ધુમરવાળી અને ભિજવાળી છે. મુખ્ય પેદાશ- જંગલી ઘોડા, ઢોર, ભુંડ, સસલા, જંગલીબતક અને માછલી. આ બેટ ઈ. સ. ૧૮૩૩ થી અંગ્રેજના તાબામાં છે. દેવિસ નામના વહાણવટીએ ઈ. સ. ૧૫૯૨ માં આ બેટની શોધ કરી.

## टेराडेल फुएगो.

એટલે "અગ્નિની જમીન." આ સમુહમાં પાંચ મોટા અને

નાના ઘણા બેટ છે; દક્ષિણ અમેરિકાની છેક દક્ષિણે આવેલા છે. માગેલનની સામુદ્રધુનીની અને અમેરિકાની વચ્ચે છે. બેટનો પશ્ચિમ ભાગ પહાડી છે ઘણાં શીખર ૪૦૦૦ ફીટ કરતાં ઊંચાં છે. અને કેટલાએક જ્વાળામુખી છે. મુખ્ય નિકાશ—ઈમારતી લાકડું, સ્લેટ, શીંગડાં. માછલી પકડવાનો અને શિકાર કરવાનો મુખ્ય ઉદ્યોગ છે.

## ગાલપેગોસ સમુહ.

એ વિષુવવૃત્ત ઉપર આવેલા પાસિફિક મહાસાગરમાં અમેરિકાના પશ્ચિમ કાંઠાથી ૭૦૦ મેલ દૂર છે. દશ મોટા અને ઘણા નાના બેટ મળીને થયો છે. આલ્બિમાર્લ એમાંનો સૌથી મોટો ૬૦ મેલ લાંબો અને ૧૫ મેલ પોહોળો છે. ઠેકાણે ઠેકાણે ૪૦૦૦ ફીટ ઊંચાં શિખરછે કાચબા અને બીજી જાતનાં પેટે ચાલનારાં જાનવર બહુ મળે છે. આ બેટ ગ્વાયાક્વિલમાં ગણાય છે.

## ઓશિયાન્યા.

ઓશીયાન્યાના પાંચ મુખ્ય ભાગ કરી શકાય છે તે નીચે પ્રમાણે.

(૧) **મલેશીઆ.** (૨) **આસ્ટ્રેલેશિયા.** (૩) **મિક્રોનીશિયા.** (૪) **પોલિનીશિયા.** (૫) **આંટારટિક દેશ.**

## ૧ મલેશીયા.*

એ એશિયા ખંડની અગ્નિકોણમાં મોટો આર્કિપેલેગો છે. બ્રિટિશ બેટો કરતાં મલેશિયા મોટો છે. એમાં મુખ્ય પાંચ સમુહ છે તે નીચે પ્રમાણે.

(૧) ફિલીપ્પૈન્સ સમુહ (૨) બોર્નિઓ સમૂહ. (૩) સેલી-

---

* મલેશિઆ નામ પાડવાનું કારણ એ કે આ બેટોમાં મેલઈ જાતના લોક ઘણુંકરીને વસ્યા છે.

બીસ સમૂહ (૪) સંડા સમૂહ (૫) મોલુક્કા અથવા તેજા-નાનો સમૂહ.

## ફિલિપ્પૈન સમૂહ.

માગેલન નામના વહાણવટીએ આ સમૂહની શોધ કાઢી. તેણે સ્પેનના બીજા ફિલિપ રાજાના નામ ઉપરથી એ નામ પાડ્યું છે. એ બેટોની શોધ કાઢ્યા પછી થોડી વારમાં માગેલન અને તેના સાથીઓને સમૂહમાંના એક બેટના લોકે વિશ્વાસઘાતથી ઈ. સ. ૧૫૨૮ માં મારી નાખ્યા હતા. મુખ્ય બેટ–લ્યુઝોન, મિનડોરો, અળવન, પાને, બો-હોલ, સામર, લેટે, મિનડાનૌ અને બીજા ઘણા નાના બેટો છે. એ બેટ પહાડી છે, અને નદીનાળાંથી તેમાં સારી રીતે પાણી પૂરૂં પાડેલું છે. હવા ઉષ્ણ પણ તનદુરસ્ત છે. જમીન ઘણી રસાળ છે. તેમાં તમાકુ, ખાંડ, ડાંગર, રૂન, શણ, ગળી, ઈત્યાદિ બહુ થાય છે. ત્રાંબુ, લોઢું, કોયલા અને ગંધકની ખાણો છે. ક્યુબા (જે વેસ્ટઇંડિસમાં આવે છે) ન ગણતાં ફિલિપ્પૈન બેટ સ્પેનના તાબામાંના સૌથી અગત્યના છે. તેમાં મલાઈ અને સીધીઓની વસ્તી છે.

**મનિલ્લા.** એ ફિલિપ્પૈન બેટમાં મુખ્ય શહેર લૂઝોન બેટની નૈઋત્યકોણમાં આવેલું છે. તેની તમાકુની બીડી (ચીરૂટ) વખણાય છે. ગ્રેટબ્રિટન, સ્પેન, હિંદુસ્તાન. ચીન અને અમેરિકા સાથે બહોળો વેપાર ચાલતો હતો પણ હાલ ક્ષય પામતો જાય છે.

## (૨) બોર્નિઓ સમૂહ.

### બોર્નિઓ.

આ સમૂહમાં બોર્નિઓ બેટ, લાબ્યુઅન, દક્ષિણ નાટ્યુના અને આનાંબા છે. મલેશીયા આર્કિપેલેગોની સમ-

ભાગ વચ્ચોવચ બોર્નિઓ બેટ આવેલો છે. એનું ક્ષેત્રફળ ગ્રેટબ્રિટનના ક્ષેત્રફળથી દશ પટ વધારે છે, પણ વસ્તી લંડનની વસ્તીનો ત્રીજો ભાગજ છે. મૂલક પહાડી પણ કિનારા નીચા છે. તેમાં વહાણ ચલાવી શકાય એવી કેટલીક નદી છે. હવા તંદુરસ્ત અને જમીન રસાળ છે. ઉરાંગ ઉટાંગ નામના વાંદરા બોર્નિઓ તથા સુમાત્રામાં વિશેષ થાય છે. બેટના લોક સાગુ ચોખ્ખાજ બહુ ખાયછે મકાઈ, નાળિએર, લોબાન અને "ગટાપરકા" થાય છે. એમાં કીમતી ઇમારતી લાકડું તથા મૂલ્યવાન ખનીજ પદાર્થ છે, જેવા કે હીરા, કલાઈ, ત્રાંબુ અને ઉત્તમ જાતના કોયલા, ત્યાંના અસલના રહેવાસીને "ડાયક" કહેછે. મલાઈજાતના લોક વેપારના ઉદ્દેશથી ઘણું કરીને કાંઠાપરજ વસ્યા છે. ચીનાઈ લોકો અહીં ખનીજ કામનો ધંધો ચલાવે છે. ઇંગ્લીશ અને વલંદાની પણ વસ્તી છે. એ બેટમાં ઘણાં સ્વતંત્ર સંસ્થાનો છે જે પોતાના દેશી સરદારના તાબામાં છે. પશ્ચિમ કાંઠાપર સારાવાક પ્રાંત અંગ્રેજના છે. વલંદાના તાબામાંનો મૂલક નૈરૃત્ય અને અગ્નિ કોણના કાંઠાપરછે.

| | |
|---|---|
| **બેંગરમાસિન.**<br>**સામબેસી.**<br>**પોંટાયાનાક.** | એ વલંદાના પ્રાંતમાં આવેલાં મોટાં શહેર છે. |

**બ્રુની કે બોર્નિઓ.** એ વાયવ્ય કોણના કિનારાપર અસલના વખતમાં એક સ્વતંત્ર રાજ્યનું મુખ્ય શહેર હતું.

**સારાવાક.** એ સારાવાક નદી ઉપર કાંઠાથી ૧૭ મૈલ દૂર અંગ્રેજના પ્રાંતનું મુખ્ય શહેરછે. આ શહેર સરજેમ્સ બ્રુક નામના કોઈ ઇંગ્લિશ ગ્રહસ્થે ઈ.સ. ૧૮૪૩માં વસાવ્યું.

**લાબુઆન.** એ વાયવ્ય કોણના કાંઠાથી ૬ મૈલને છેટે અને બ્રુની શહેરથી ૩૦ મૈલને અંતરે એક ૪૫ ચોરસમૈલનો

નાનો બેટ છે. બ્રૂનીના સુલતાને આ બેટ અંગ્રેજને ઈ. સ. ૧૮૪૬ માં સોંપ્યો. બંદર સારૂં છે તથા તેમાં મુલ્યવાન ખાણો છે.

વિક્ટોરીયા. એ લાબ્યુઅન બેટનું મુખ્ય શહેર અને અંગ્રેજે વસાવેલા થાણાનું મથક છે.

## (૩) सेलीबीज समूह.

એ બોર્નિયોની પૂર્વે છે. મકાસરની સામુદ્રધુનીથી તે છુટો પડ્યો છે. આ સમૂહમાં મોટો સેલીબીજ બેટ, જલ્લા અને બુટન છે. બીજા નાના બેટ પણ છે. સેલીબીજનું ક્ષેત્રફળ ગ્રેટબ્રિટન જેટલું છે. વસ્તી લંડન શહેરનો ¾ ભાગ છે. હવા ગરમ પણ તંદુરસ્ત અને જમીન રસાળ છે. "આનસા" નામનું એક હરણની જાતનું જંગલી જાનવર છે, જે આજ બેટમાં મળે છે. વળી કાચબા પણ થાય છે. વનસ્પતિ પેદાશમાં ડાંગર, મકાઈ, સાગુંચોખા, તમાકું, રૂ અને મકાસરનું તેલ. હીરા, સોનું, લોઢું, ગંધક અને મીઠાની ખાણો છે. અસલની વસ્તીમાંની બે જાત. "બુગીસ" અને "હોરાફોરાસ" કરીને છે. "બુગીસ" જાત હોશિઆર અને વેપારમાં બહુ મચેલી છે. "હોરાફોરાસ" જાત મધ્ય ભાગમાં છે. સેલીબીજ બેટ ડચના તાબામાંછે.

મીનાડો, મકાસર. કીમા. એ ડચના તાબામાંનાં ત્રણ શહેર છે. મકાસરમાં "મકાસર" નામનું તેલ બનેછે. તેને લીધે એ શહેર વખણાય છે. મુખ્ય નિકાશ—પક્ષીના માળા, રૂ, મોતી અને કાચબાની પીઠનું હાડકું ( એના કાંશકા, પ્યાલા, રમકડાં ઇત્યાદિ બને છે ).

## (૪) संडासमूह.

એ મલાયા દ્વિપકલ્પની દક્ષિણે આવેલો છે. જાવા સમુદ્ર અને હિંદી મહાસાગરની વચ્ચે છે. મુખ્ય બેટ સુમાત્રા

નવા, બેલી, લોમબોક, સંબાવા, સંદલવુડ, ફ્લોરીજ, લેમ બ્લૂ, વેટા, ટીમોર ઇત્યાદિ છે.

**સુમાત્રા.** સંડાસમૂહમા સૌથી મોટો અને છેક પશ્ચિમમાં આવેલો બેટ છે. એનું ક્ષેત્રફળ બ્રિટિશ બેટોના ક્ષેત્રફળ કરતાં ૧/૪ ભાગ વધારે છે. મલાયા અને પાપુવાન લોકની વસ્તી છે.

અગ્નિ કોણથી નૈરૃત્યમાં ગએલી ઊંચા પર્વતની હારછે. તેના મધ્ય અને પૂર્વ ભાગ ઊંચા અને સપાટ છે. પાણી જોઇએ તેટલું છે. ઠેકાણે ઠેકાણે ઘાડાં જંગલ છે. પહાડપરની હવા સારી પણ મેદાનમાં ગરમ દુઃખકારક અને રોગી છે. જમીન રસાળ છે. મરી, આદુ, જાયફળ, લવિંગ, જાવંત્રી, ચોખા, સાગુચોખા, નાળિએર, સોપારી ઉત્તમ મેવા, કપૂર, ગટાપરકા અને જાતજાતનાં લાકડાં બહુ મળે છે. સુમાત્રામાં વળી સોનું, ત્રાંબુ, કલાઈ, ગંધક અને કોયલાની મૂલ્યવાન ખાણો છે. એ વસ્તીમાં સર્વોપરી છે. પશ્ચિમ કાંઠાપર પડાંગ તથા બેનકૂલનમાં તેમનાં સંસ્થાન છે. લામપૂંગ અને પાલેમબાંગ પણ એમના તાબામાં છે. ઉત્તર કાંડાપર એકીન કે અચીન તથા સીઆક એ મુખ્ય દેશી સંસ્થાનો છે.

**જાવા.** એ પૂર્વ ગોળાર્ધમાં ડચના તાબામાંનાં સંસ્થાનમાંનું મુખ્ય અને મલેશીઆમાં સૌથી મોટો બેટ છે. સુમાત્રાની અગ્નિકોણ તરફ અને તેનાથી સંડા સમુદ્રધૂનીથી જુદો પાડેલો છે. મલાઈ, ચીનાઈ, અરબી, અને યૂરોપીઅનની વસ્તી છે. પૂર્વ પશ્ચિમ જ્વાળામુખી પર્વતની હાર ગએલી છે. મેદાનોમાં હવા અતિ ગરમ પણ તંદુરસ્ત છે. ધરતી કંપ અને તોફાન વારેઘડીએ થાય છે. ડાંગર, સાગુચોખા, મકાઈ, બૂનદાણા, ખાંડ, તમાકુ, ગળી, તે-

જાના, ઓષધિ તેલ, સાગનાં ઝાડ, તથા "ઉપાસ" નામનું એક ઝેરવાળું ઝાડ થાય છે. વસ્તી મલઈ જાતની છે. આ બેટના લોક બીજા બેટના લોક કરતાં વધારે સુધરેલા છે. તેમનો ધર્મ મુસલમાન અને બૌધધર્મોને મળતો છે. તોપણ કેટલાક ખ્રીસ્તિ ધર્મ માને છે. બેટનો ઘણો ખરો ભાગ વલંદા કે ડચના તાબામાં છે.

**બટેવીઆ.** એ જાવા બેટની વાયવ્ય કોણમાં વલંદાના તાબાના પ્રાંતનું મુખ્ય શહેર, સારૂં બંદર અને વેપારનું મથક છે.

**સુરાબાયા.** એ ઈશાન કોણમાં વેપાર સંબંધી અગત્યનું શહેર છે.

**સામારંગ.** એ ઉત્તર કાંઠાપર વેપારને લીધે પ્રખ્યાતછે.

**બેલી, લોમબોક, સંબવા, ફ્લોરીસ, ટીમોર.** એ સંડા સમૂહમાંના બેટ છે. તેઓ બધા પાસે પાસેછે, અને સાંકડી સામુદ્રધૂનીઓથી જુદા પડ્યા છે. જાવાના જેવીજ પેદાશ આ બેટમાં થાય છે. ટીમોર અને સોલર પોર્ટુગીજના હાથમાં છે. પણ બીજા ઘણું કરીને વલંદાના તાબામાં છે.

## (૨) * आस्ट्रेलेशिया.

મલેશિયાની અગ્નિકોણમાં મોટો અને અગત્યનો આર્કિપેલગો છે. મુખ્ય સમૂહ તથા બેટ નીચે પ્રમાણેઃ—આસ્ટ્રેલિયા, ટાસમાન્યા કે વાનડીમન્સલેંડ, ન્યુઝીલેંડ, આકલેંડ બેટ, સ્ટ્યુઅર્ટ બેટ, ચાડમ બેટો, નાર્ફોક, ન્યુકાલીડોન્યનસમૂહ, ન્યુહેબ્રીડીન, કવીનશારલટ બેટ, સાલોમન બેટ, ન્યુઆયરલાંડ, ન્યુબ્રીટન, પાપુવા કે નવુંગિની, ઇત્યાદિ.

---

* આસ્ટ્રેલેશિયાને મેલીનીશીયા પણ કહે છે; કારણ કે એના મૂળવતની કાળી ચામડીવાળા હતા.

## * आस्ट्रेलिया.

આખી દુનિઆમાં સૌથી મોટો બેટ છે. કોઇવાર ખંડમાં પણ ગણાય છે. એના પાંચ પ્રાંત છે. (૧) ક્વીન્સલેંડ. (૨) ન્યુસૌથવેલ્સ. (૩) વિક્ટોરિયા. (૪) દક્ષિણ આસ્ટ્રેલિઆ અને (૫) પશ્ચિમ આસ્ટ્રેલિઆ.

### ‡ (૧) क्वीन्सलैंड.

એ આસ્ટ્રેલિઆની ઈશાનકોણમાં છે. મુખ્ય શહેર નીચે પ્રમાણે.

**બ્રિસબેન.** એ બ્રિસબેન નદીના કાંઠાપર ક્વીન્સલેંડનું મુખ્ય શહેર એ પ્રાંતના અગ્નિ ખુણામાં વસેલું છે. તેમાં ધર્માધ્યક્ષનું મથક છે. પહેલાં બ્રિસબેનમાં જેને કાળા પાણીની સજા થતી હતી તેને મોકલતા હતા.

**રોકહેંપટન.** આ પ્રાંતનું બીજું મોટું શહેર, ફિટસરોય નદીના કાંઠાપર તેના મૂખથી ૪૫ મૈલ દૂર છે. આ રોજગારવાળું બંદર છે. એની થડમાં અગતની ખાણો છે.

**ઈપસ્વિચ.** એ આબાદ અને ચઢિઆતાં શહેરોમાંનું એક છે. બ્રિસબેનની પશ્ચિમે ૨૫ મૈલ દૂર છે. પશ્ચિમમાં આવેલા પ્રદેશની પેદાશનું મુખ્ય મોદીખાનું છે. તેની થડમાં અગતની કોયલાની ખાણો છે.

**મેરીબરો.** એ બ્રિસબેનથી ૮૦૦ મૈલ ઉત્તરમાં મેરી નદીના કાંઠાપર છે. તે ઢોર ચારવાનું અને કોયલાના વેપારનું મથક છે

---

* આસ્ટ્રેલિયા=દક્ષિણ એશિયા. ‡ મહારાણી વિક્ટોરિયાએ ઈ. સ. ૧૮૫૯ માં જ્યારે આ પ્રાંત અને ન્યુસૌથવેલ્સ છુટા પડ્યા ત્યારે પ્રાંતનું નામ "ક્વીન્સલેંડ" પાડ્યું, ત્યાંસુધી "મોરટન બે ડિસ્ટ્રીક્ટ" નામથી ઓળખાતો.

બ્રોઍન ગ્રેડસ્ટન. એ રોજગારવાળાં બંદર છે.

ઢોર ઉછેરવાનો તથા ચારવાનો અને ખેતીનાં કામનો મુખ્ય ઉદ્યોગ છે. મકાઈ, રૂ અને શેરડીનો પાક થાય છે. સોનું, ત્રાંબુ અને કોયલાની ખાણો છે. મુખ્ય નિકાશઃ— ઉન, ચામડાં, ચરબી, સોનું, ઈમારતી લાકડું ઈત્યાદિ છે. લોઢું અને સૂતરાઉ કાપડ એ આયાત માલ છે. કેદીઓથી બનાવેલા સારા રસ્તા છે. નદીઓ ઘણે દૂર સુધી વહાણ ચાલી શકે એવી છે. હાલમાં રેલ્વે બંધાય છે. પહેલા પગથીઆની એટલે બાળ કેળવણી નિશાળીઆને મફત મળે છે. અને વધારે અભ્યાસ કરવા વાસ્તે ઊંચા દરજ્જાની નિશાળો પણ છે. ઘણાખરા લોક ખ્રીસ્તિધર્મ પાળે છે.

## + (२) न्युसौथवेल्स.

આ પ્રાંત બ્રિટીશનો સૌથી જુનો વસાવેલો અને આસ્ટ્રેલિઆની અગ્નિકોણમાં આવેલો છે. મુખ્ય શહેર નીચે પ્રમાણે.

સિડની. આ શહેર આખા આસ્ટ્રેલિઆમાં સૌથી શ્રેષ્ટ છે. અને સૌથી જુનું વસાવેલું છે. પોર્ટજાકસન નામના બારાના કાંઠાપર બાંધેલું છે. તેમાં યુનિવર્સિટિ તથા ધર્માધ્યક્ષ છે. પ્રાંતનું મુખ્ય બંદર પણ એજ છે.

ગૂલબર્ન એ દક્ષિણે આવેલા પ્રાંતના મૂલકી વેપારનું સ્થળ છે આ મોદીખાનું તથા ધર્માધ્યક્ષનું મથક છે.

---

+ ન્યુસૌથવેલ્સમાં ઈ. સ. ૧૭૮૮ માં પહેલ વહેલ ગુનેગાર જેને કાળા પાણીની સજા મળી હતી. તેઓને લાવીને અહીં વસાવ્યા હતા. ઈ. સ. ૧૮૩૯ સુધી એ ચાલ બહાલ રાખેલી હતી; પણ ઈ. સ. ૧૮૪૩ થી એમને અહીં લાવતા નથી.

**ન્યુકાસ્ટલ.** એ ઉત્તર કાંઠાપર હંટર નદીના મૂખ્ય આ-ગળ અગત્યનું બંદર છે અને કોયલાના વેપારનું તથા ધર્માધ્યક્ષનું મથક છે.

**ગ્રાફ્ટન.** એ કલારેન્સ નદીને કાંઠે દરિઆ કિનારાથી ૫૫ મૈલ દૂર છે. તેની થડમાં મૂલ્યવાન સોનાની ખાણો અને આસપાસ ખેડવા લાયક શ્રેષ્ટ પ્રદેશ તથા ધર્માધ્યક્ષનું એક સ્થળ. છે.

**બાથર્સટ, મેટલંડઈસ્ટલ, મેટલંડવેસ્ટ, વિંડસર, પારામાટા.** } એ મોટાં તથા જાણવાલાયક શહેર છે.

મુખ્ય ઉદ્યોગ ખેતી અને ઢોર ચરાવવાનો છે. ખાણ ખોદવાનું અને કારખાનાનું કામ પણ ઠીક ચાલે છે. અને દિવસે દિવસે વેપાર અને ઉધમ વધતો જોય છે.

મુખ્યનિકાશઃ—ઉન, સોનું, અનાજ, ત્રાંબુ, ચરબી, ચામડાં, ઇમારતી લાકડું અને કોયલા છે. આયાતમાલ—યંત્ર, બનાવેલી જનસો, ચા, દ્રરાક્ષનો દારૂ, "બીર" નામનો દારૂ ઇત્યાદિ.

મોટાં શહેરોમાં રસ્તા સારા બાંધેલા છે. અને ઘણીખરી નદીઓ દરિઆથી ઘણે છેટે સુધી છે તે વહાણ ચાલી શકે તેવી છે. પહેલી પાયરીની નિશાળો ઘણી છે તેને સ-રકાર તરફથી મદદ મળે છે. વળી એક ઉત્તમ "ગ્રામર સ્કુલ" અને સિડનીમાં એક આબાદ કોલેજ છે.

## + (૩) વિક્ટોરિયા.

આ પ્રાંત છેક અગ્નિ કોણમાં આવ્યો છે. તેનાં મુખ્ય શહેર નીચે પ્રમાણે.

---

+ આ પ્રાંત પ્રથમ ન્યુસોથ વેલ્સ સાથે ગણાતો. તે વેળા તેનું નામ પોર્ટફિલિપ હતું, પણ ઈ. સ. ૧૮૫૧ માં છુટો થઇને તેનું નામ વિક્ટોરીયા પાડ્યું.

**મલબોર્ન.** એ યારા નદીના કાંઠાપર પોર્ટફિલિપ બારાને મથાળે મુખ્ય શહેર શોભાયમાન રીતે બાંધેલુંછે, અને સાર્વજનિક કેટલીક સુંદર બાંધણી તથા ધર્માદ્યક્ષનું સ્થળ છે.

**સાંદ્રીજ.** એ મેલબોર્નનું બંદર છે.

**બાલૈરાટ.** એ મેલબોર્નના વાયવ્ય કોણતરફ વિક્ટોરિયા પ્રાંતમાં બીજા નંબરનું શહેર છે. તે આખી દુનિઆમાં સોનું નીકળે એવા પ્રદેશમાંના એકની વચોવચ વસેલું છે. એ શહેર સારૂં બાંધેલું અને સગવડવાળું છે.

**જીલાંગ.** એ કોરીઓ અખાતના કાંઠાપર મેલબોર્નના નૈરત્ય કોણમાં વસેલું છે. થોડા વખત ઉપર જીલાંગ બીજા નંબરનું શહેર ગણાતું. તે મોટું બંદર અને તેના કારખાનાંમાં બહુ કામ ચાલે છે.

**કાસલમેન.** એ ખાણી પ્રદેશનું મથક મેલબોર્નથી ૭૭ મૈલ દૂર છે.

**બેલફાસ્ટ**
**પોર્ટલાંડ.** } એ બીજાં બંદર છે.

ઢોર ચરાવવાનો અને ખેતી એ મુખ્ય ઉદ્યોગ છે. વિક્ટોરિયાનો વેપાર બહોળોછે. મુખ્ય નિકાશ-ઉન, સોનું, * ચરબી, ચામડા. આયાતમાલ—લાકડું, બનાવેલો માલ, ખાંડ, દારૂ ઇત્યાદિ. બીજા બધા પ્રાંત કરતાં વિક્ટોરિયામાં

---

* આ પ્રાંતમાં સોનું છે એમ ઘણા વર્ષથી સંભવ હતો. પણ પહેલું સોનું ઈ. સ. ૧૮૪૯ માં નજરે પડ્યું. તે એવી રીતે કે ત્યાં પિરીનીજ નામના પર્વતમાં એક ભરવાડે ઘેટાં તથા બકરાં ચરાવતી વખતે કંઇક પ્રકાશિત પદાર્થ જોઇને ઉચક્યો અને તપાસતાં સોનું છે એમ જણાયું, ત્યાર પછી આજ સુધી આશરે ૧,૬૩,૦૦,૦૦,૦૦૦ રૂપિઆનું સોનું નીકળ્યું.

રેલવે સારા બાંધેલા છે. પહેલી પાયરીની નિશાળો "ગ્રામર" સ્કુલ અને કોલેજો છે.

## दक्षिण आस्ट्रेलिआ.

આ પ્રાંત બેટની વચ્ચે આવેલો છે. તેનાં મુખ્ય શહેર નીચે પ્રમાણે.

**આડીલેડ.** એ ટોરેન્સ નદી ઉપર વિન્સેંટ અખાતના પૂર્વ કાંઠાથી ૮ મૈલ દૂર સારૂં બાંધેલું અને સગવડવાળું શહેર છે.

**પોર્ટઆડીલેડ.** એ સેંટલોરેન્સ અખાતના કાંઠાપર પ્રાંતનું મુખ્ય બંદર છે.

**પોર્ટલિનકન. પોર્ટઅગસ્ટા.** એ સ્પેન્સર અખાતના કાંઠા પર બંદર છે.

**કાપંડા.** એ આડીલેડની વાયવ્ય કોણ તરફ ૪૫ મૈલ દૂર વસેલું, ખનીજ કામનું એક મથક છે.

**કુરીંગા.** એ બરાક્રીકની પાસે ખાણી પ્રદેશનું એક મથકછે

**પામરસ્ટન.** એ પોર્ટ દારવિનના કાંઠાપર જાણવા લાયક ઠેકાણું છે.

ખેતી અને ઢોર ચરાવવાનો મુખ્ય ઉદ્યોગ છે. ત્રાંબાની અગત્યની ખાણો છે. વેપાર મોટો અને ચઢિઆતો છે. મુખ્ય નિકાશઃ—ઉન, અનાજ અને ત્રાંબુ. આયાત માલઃ—સુતરાઉ અને રેશમી લુગડાં, લોઢું ઈત્યાદિ. નિશાળો સારી સ્થિતિમાં છે, અને આડિલેડમાં યુનિવરસિટિ બાંધવાની ગોઠવણ થાય છે,

## पश्चिम आस्ट्रेलिया.

એ પ્રાંત આસ્ટ્રેલિયા બેટની પશ્ચિમ દિશા તરફ છે. તેનાં મુખ્ય શહેર નીચે પ્રમાણે.

**પર્થ.** એ સ્વાન નદીના કાંઠાપર તેના મુખથી ૧૨ મૈલ દૂર વસેલું પશ્ચિમ આસ્ટ્રેલિયાનું મુખ્ય શહેર છે. એ ધર્માધ્યક્ષનું સ્થળછે.

**ફ્રિમાંટેલ.** એ સ્વાન નદીના મુખ આગળ એ પ્રાંતનું મુખ્ય બંદર છે.

**આલ્બની.** એ દક્ષિણ કાંઠાની છેક પશ્ચિમ કોણમાં આવેલું છે. એનું બારૂં સારૂં છે અને કોયલાના વેપારનું મથક છે.

ખેતી, ઢોર ચરાવવાનો અને મોતી વાસ્તે કાળુ માછલી પકડવાનો મુખ્ય ઉદ્યોગ છે. લાકડાં કાપવાના કામમાં ઘણા લોક મચેલા છે. પહેલી પાયરીની નિશાળોને સરકાર તરફથી મદદ મળે છે અને બીજી ખાનગી નિશાળો પણ છે.

## * टासमेन्या.

આસ્ટ્રેલિઆની અગ્નિકોણ તરફ મોટો બેટ છે. તે ૨૦૦ મૈલ લાંબો અને ૧૮૦ મૈલ પહોળો છે. જમીન પહાડી અને ઝાડવાળી છે, કેટલાંએક શીખર દરિઆથી ૪૦૦૦ અને કેટલાંક ૫૦૦૦ ફીટ ઉંચાં છે. એ બેટની હવા માફક આવે એવી તથા તંદુરસ્ત છે તેથી બેટ પ્રખ્યાત છે. જમીન અતિ રસાળ તથા પેદાશવાળી છે. તેનાં મુખ્ય શહેર નીચે પ્રમાણેઃ—

**હોબર્ટટાઉન.** એ ડરવેન્ટ નદીના કાંઠાપર તેના મુખથી ૪૦ મૈલ દૂરછે. ઉત્તર કાંઠા પાસે સૌથી અગતનું છે.

---

* ઉર્ફે "વાનડીમન્સલેંડ" બટેવિઆના ગવરનરનાનામ ઉપરથી આ બેટનું નામ પાડ્યું. એબેલ ટાસમન નામના કોઈ માણસે ઈ. સ. ૧૬૪૨ માં એની શોધ કાઢી. બ્રિટિશ રાજ્યે ગુનેગાર ઠરાવેલા લોકને વસાવવાને આ બેટ ઈ. સ. ૧૮૦૩ માં કબજે કર્યો.

**જોર્જટૌન.** એ ટેમર નદીના મુખ આગળ હવા ખાવાની જગા છે.

**લૉંગફોર્ડ.** એ લૉનસેસ્ટનની દક્ષિણે ૧૮ મૈલ દૂર છે, ખેતીના કામનું મથક છે.

**સ્ટાનલી.** એ ઉત્તર કાંઠાપર મોટું અને અગત્યનું બંદર છે. અહીંથી ખેતીની પેદાશ પરદેશ ખાતે બહુ જાય છે.

મુખ્ય ઉદ્યોગ ખેતી તથા ઢોર ચરાવવાનો છે. વેપાર સારો છે. મુખ્ય નિકાશ:—ઉન, લાકડું, ધાન્ય, તેલ, મેવા, એની છે. ગાડી જવાને સારા રસ્તા બાંધેલા છે. નદીઓમાં વહાણ અને હોડીઓ ચાલી શકે છે. ઈ. સ. ૧૮૭૧ થી રેલવે બંધાવા માંડી. કેળવણી સારા પાયાપર છે. સરકારી નિશાળમાં છોકરાંને મોકલવાની સરકારે જરૂર પાડી છે. હાઈસ્કુલ પણ ઘણી છે. વસ્તીનો $\frac{1}{10}$ ભાગ કેળવણી લે છે.

## +ન્યુઝીલાંડ.

ત્રણ બેટ મળીને ન્યુઝીલાંડ બેટ થયો છે. ઉત્તર બેટ કે "નવું અલસ્ટર" દક્ષિણ બેટ કે "નવું મનસ્ટર" અને "સ્ટ્યુઅર્ટ બેટ" અથવા નવું "લેનસ્ટર". ન્યુઝીલાંડ આસ્ટ્રેલિઆથી ૧૨૦૦ મૈલ અગ્નિકોણ તરફ છે. કાંઠો ખંડિત છે અને કેટલાંક સારાં બંદર છે. આ બેટની ઉત્પત્તિ જ્વાળામુખીથી થઈ હતી. પર્વતની હારો ઉત્તર દક્ષિણ ગએલી છે. આશરે ૧૦૦૦૦ ફીટ ઉંચા એવા ત્રણ પર્વત છે. તે બરફથી હમેશ ઢંકાયલા રહે છે. નદી, નાળાં અને સરોવરથી પાણી ભરપૂર છે. બીજા દેશોમાં નથી થતાં એવાં ઘણી જાતનાં પક્ષી અહીં થાય છે. એક પણ સર્પ નથી.

---

+ એબેલ ટાસમને જે ટાસમેન્યાની શોધ કર્યો તેણે ન્યુઝીલાંડ બેટની શોધ ઈ. સ. ૧૬૪૨ માં કરી હતી, પણ ઈ. સ. ૧૮૩૮ માંજ ત્યાં લોક જઈ વસ્યા.

સરસ જાતનું લાકડું તે જંગલમાં ઉગે છે. સોનું, રૂપું, ત્રાંબુ, લોઢું, કોયલા તથા ગંધકની મુલ્યવાન ખાણોછે. ઉત્તર બેટ કે નવા અલસ્ટરમાં "મેઓરી" જાતના લોક વસેલા છે. વસ્તીમાં આશરે ૫૦૦૦ ચીનાઈ લોક છે. યુરોપિઅનની સંખ્યા વધારે છે.

**વેલિંગટન.** એ "લૅમટન હારબર" ના કાંઠાપર ન્યુઝીલાંડનું મુખ્ય શહેર ઉત્તર બેટની નૈરૂત્ય કોણમાં વસેલું છે. "ન્યુઝીલાંડ કંપની" નું આ પહેલું અને મુખ્ય સંસ્થાન હતું, તે અગત્યનું બંદર અને ધર્માધ્યક્ષનું એક સ્થળ છે.

**ગ્રેહેમસ્ટાઉન.** સોનાના પ્રદેશનું આ (ઉત્તર) બેટમાં મથક છે.

**ડ્યુનડિન.** ઓટાગો અખાતના કાંઠાપર અગત્યનું બંદર ને યુનિવરસિટિનું સ્થાન છે.

**ક્રૈસ્ટચર્ચ.** એ દક્ષિણ બેટની પશ્ચિમ હદથી ૭ મૈલ દૂર છે. ત્યાંનાં કારખાનાં મોટાં તથા અગત્યનાં છે.

**લિટલટન, નેપીયર.**
**નેલસન, ઓમારૂ.**
**ઓનહુંગા પિક્ટન.**
} એ ન્યુઝીલાંડનાં બીજાં જાણવા લાયક બંદર છે.

ખેતી, વહાણ બાંધવાનો, લાકડાંનો વેપાર કરવાનો અને ખાણો ખોદવાનો મુખ્ય ઉદ્યોગ છે. રસ્તા ઉત્તમ છે. વહાણ ચાલી શકે એવી ઘણી નદીઓ છે. પહેલી પાયરીની નિશાળો છે અને ડ્યૂનડિનમાં યુનિવર્સિટિ છે.

## આસ્ટ્રેલેશિઆના બીજા બેટ.

**ઓકલાંડ બેટ.** એ ન્યુઝીલાંડની દક્ષિણે આવેલા વગર વસ્તીવાળા બેટ છે. તેઓમાં ઉત્તમ જાતનું લાકડું થાય છે.

**ચાઠમ બેટ.** એ ન્યુઝીલાંડના તાબામાંના છે અને એની

પૂર્વે આવેલા બેટ પણ છે. એમાં આશરે ૭૦ માણસની વસ્તી છે.

**નારફોકબેટ.** એ ન્યુઝીલાંડની નૈરૂત્ય કોણથી ૫૦૦ મૈલ દૂર રહેલો અને ગ્રેટબ્રિટનના તાબામાં છે. આ બેટ પાણીથી ભરપૂર અને ઘણો રસાળ છે. મોહોટા ગુનેગારને પહેલાં અહીં વસાવતા પણ તેમને ટાસમેન્યામાં લેઈ ગયા પછી ઈ. સ. ૧૮૫૬ થી બીજા લોક ત્યાં જઈ વસ્યા છે. તેનો રાજ્યબંદોબસ્ત ન્યુસૌથવેલ્સ સાથે ચલાવેલો છે.

**ન્યુકાલીડોન્યા.** એ આસ્ટ્રેલિઆની પૂર્વે આવેલો મોટો બેટ છે. એનું આશરે ૮૦૦૦ ચોરસ મૈલનું ક્ષેત્રફળ છે. પાપુઆન સીદી લોકની વસ્તી છે. બેટની ઊત્તરે જમીન પહાડી અને ઝાડવાળી છે, પણ દક્ષિણે ઉજડ રણ જેવું છે. એ ફ્રેંચ લોકના તાબામાં છે.

**ન્યુહેબ્રીડીજ.** એ ન્યુકાલીડોનીયાની ઈશાનકોણ તરફ જ્વાળામુખી સમૂહ છે. તેનું ક્ષેત્રફળ ૬૦૦૦ ચોરસ મૈલ છે. પાપુવાન સીધીઓની વસ્તી છે. ત્યાં મેવા, તેજાના, રૂ, શેરડી ઇત્યાદિની પેદાશ થાય છે.

**ક્વીનશારલટ બેટ.** એ ન્યુહેબ્રીડીજની ઇશાન કોણમાં એક જ્વાળામુખી સમૂહ છે ને એમાં વસ્તી ઘણી છે. મુખ્ય પેદાશઃ—મેવા, રૂ, ખાંડ ઈત્યાદિ. સાંટાક્રૂજ, માનીકોલો અને નિટેંડી મુખ્ય બેટ છે.

**સોલોમનબેટ.** એ ન્યુગીનીની પૂર્વે ચાર મોટા અને કેટલાક નાના બેટ છે. તેઓ રસાળ અને ઝાડવાળા છે. એમાં મલાયા તથા પાપુવાન સીધીઓની વસ્તી છે.

**લુઇસેડઆરકીપેલેગો.** એ ઘણા નાના બેટનો સમૂહ ન્યુગીનીની અગ્નિ તરફ આવેલો છે. આ બેટમાં ઘાડાં જંગલો છે અને પાપુવાન સીધીઓની આછી વસ્તી છે.

ન્યુઆયરલાંડ. એ સોલોમન બેટોની વાયવ્ય કોણ તરફ ૪૦૦૦ ચોરસ મૈલનો મોટો બેટ છે. તેની જમીન પહાડી અને ઠેકાણે ઠેકાણે મોટાં અતિ રસાળ મેદાન છે.

મુખ્ય પેદાશ:—રોટલીયા મેવા, નાળિએર, આદુ, ઈત્યાદિ. એમાં પાપુવાન લોકની વસ્તી છે.

આડમિરાલ્ટીબેટ. એ ન્યુબ્રિટનના વાયવ્ય તરફ એક નાનો સમૂહ છે. મલાઈ લોકની એક બેજ શાખાની વસ્તી છે. એમાં તેજાના, સાગુચોખા, ડાંગર, નાળિએર અને શેરડી થાય છે.

પાપુવા કે નવુંગીની. એ આખી દુનિઆમાંના મોટા બેટમાંનો એક છે. તે આસ્ટ્રેલિઆની ઉત્તરે આવેલો છે અને ટોરેસ સામુદ્રધુનીથી છુટો પડેલો છે. એની લંબાઈ ૧૨૦૦ મૈલ અને કોઈ કોઈ ઠેકાણે ૩૦૦ મૈલ પહોળો છે. બ્રિટિશ બેટો કરતાં આ બેટ બે પટ મોટોછે. મધ્યભાગ પહાડી છે. કેટલાંક શિખર ૧૩૦૦૦ ફીટ ઉપરાંત છે. હવા ભેજવાળી અને રોગી છે. જનાવરોમાં હસ્તુ પક્ષી પ્રખ્યાત છે. કપૂરનાં ઝાડ, સાગુચોખા, તેજાના, નાળિએર, મકાઈ, ડાંગર, શેરડી ઈત્યાદિ થાય છે.

પાપુવાન લોક સાધીની જાતના છે. તેઓ ઠીંગણા, કાળા અને છેક જંગલી અવસ્થામાં છે. વાયવ્યકોણ તરફ ગાલવિંક અખાત ઉપર વલંદાના તાબામાં એક નાનું સંસ્થાન છે. આ ઉપરથી એઓ બેટના આખા પશ્ચિમ ભાગપર દાવો કરે છે.

આરૂબેટ. એ વલંદાના તાબામાં પાપુવાની નૈરૃત કોણમાં કેટલાક નાના બેટનો સમૂહ છે. સાધી અને મલાઈ જાતની મિશ્રીત વસ્તી છે. એમાં હસ્તાં પક્ષી, કાચબાનાં હાડકાં, મોતી ઈત્યાદિ મળેછે. આ સમૂહમાંના વારડબેટમાં

ડોબો શહેર વેપારનું મથક છે.

**ટિમોરલો.** એ આરૂબેટની નૈરૂત્ય કોણ તરફ એક મોટો ઝાડવાળો પહાડી બેટ છે.

## (૩) मैक्रोनिशिया.

ફિલિપ્પૈન બેટ તથા સાંડવિચ બેટના વચ્ચે આવેલા જે જે સમૂહ તથા બેટ છે, તે બધાને મૈક્રોનિશિયા કહેછે. જો કે તેઓનું કુલ ક્ષેત્રફળ ૧૦૦૦૦ ચોરસ મૈલ છે, તો પણ એકે બેટ મોટો ન કહેવાય. મલઈ લોકની વસ્તી છે. આ લોક યુરોપિઅન પાદરીઓના યત્નથી સુધર્યા છે. એમાં મુખ્ય સમૂહ નીચે પ્રમાણે છે.

**સાંડવિચ બેટ.** એ પંદર બેટનો આર્કિપેલગો છે. આ પંદરમાં ઓવૈહી કે હાવાય, મોવી, વોહો અને આટુઈ મુખ્ય છે. તેઓ પહાડી અને જ્વાળામુખી છે. ઓવૈહી બેટમાં "મૌનાલોઆ" નામનો ૧૩૭૫૮ ફુટ ઉંચો જ્વાળામુખી પર્વત છે. "મૌનાકીઆ" આજ બેટમાં ઓશિઆનિયાનો સૌથી ઉંચો પર્વત છે. તેની ઉંચાઈ ૧૩૯૫૧ ફીટછે. હવા માફક તથા તંદુરસ્ત છે અને ઉંચી જમીનમાં ભૂમી રસાળ તથા પેદાશવાળી છે. ઘઊં, રોટલી જેવા મેવા, નાળિએર, આરારૂટ, ખાંડ, બૂનદાણા, ૨ ઈત્યાદિ થાય છે. મલઈ જાતના લોકની વસ્તી છે. તેઓ ખ્રીસ્તિધર્મ માને છે. વોહો બેટમાં હોનોલુલુ સાંડવિચ બેટનું મુખ્ય શહેરછે.

**મારશલ સમૂહ.** એ પરવાળાં સમૂહ છે. અને સાંડવિચના નૈરૂત્ય તરફ આવેલા છે.

**+કારોલીન બેટ ઉર્ફે નવું ફિલિપ્પૈન સમૂહ.** આ સમૂહ

---

+ સ્પાનીઆર્ડ લોકે આ બેટ ઈ. સ. ૧૫૪૩ માં શોધી કાઢ્યા. તથા સ્પેનના બીજા ચાર્લ્સ રાજાના નામ ઉપરથી આ નામ પાડ્યું.

આશરે ૨૦૦૦ મૈલની જગાપર પ્રસરેલા છે. આસપાસના દરિઆમાં અતિશય માછલી મળેછે. હવા સાંડવિચ બેટોની હવા જેવી માફક તથા તંદુરસ્ત છે.

એ બેટ સ્પેનના તાબામાં છે.

×**લાડ્રોન કે મેરીઆન સમૂહ.** એ કારોલૈન સમૂહની ઉત્તરે કેટલાક મોટા તથા નાના બેટનો સમૂહ છે. ફક્ત પાંચ વસ્તીવાળા છે. ઘણું કરીને સ્પાનિશ લોકનીજ વસ્તી છે. બેટો જ્વાળામુખી પણ અતિ રસાળ છે. ડાંગર, ખાંડ, ગળી, રૂ ઇત્યાદિની પેદાશ છે. સૌથી મોટો બેટ ગ્યુહાન તેમાં આગાગના મુખ્ય શહેર છે.

**બોનિનસમૂહ** એ લાડ્રોન બેટોની ઉત્તરે તથા તેની વાયવ્યમાં ઘણા બેટોનો સમૂહ છે. એમાંના મુખ્ય-પીલ તથા હેટર છે. ત્યાં વ્હેલ માછલી પકડવાનાં સ્થળ છે.

## ‡ (૪) પૉલિનિશિયા.

એ ઓશિઆન્યાની અગ્નિ કોણનો ભાગ છે. આસ્ટ્રેલિશિઆની પૂર્વે આવેલા અસંખ્ય બેટ એમાં ગણાય છે. કુલક્ષેત્રફળ ૧૦૦૦૦ ચોરસ મૈલ છે. મુખ્ય સમૂહ નીચે પ્રમાણેઃ—

**ફિજીબેટો.** આ સમૂહમાં બે મોટા તથા ૨૦૦ નાના બેટ છે. તે આસ્ટ્રેલિયાની પૂર્વે આવેલા છે. બેટ જ્વાળામુખી ઉત્પતિના છે. કેટલાએક પહાડી છે પણ હવા તંદુરસ્ત અને માફક છે. એમાં મેવા, રોટલીજેવા મેવા, કેળાં, ખાંડ,

---

× "લાડ્રોન" એટલે "ચોર" માગેલને આ બેટની શોધ કાઢી હતી. તેણે ત્યાંના લોકની ચોરી કરવાની ટેવ ઉપરથી બેટનું નામ "લાડ્રોન" પાડ્યું.

‡ પોલિનિશિયા=અસંખ્ય બેટ.

બૂનદાણા, તમાકુ ઇત્યાદિની પેદાશ છે. ઘણુંકરીને પાપુ-વાનની વસ્તી છે. કેટલાક મનુષ્યાહારી છે. થોડા યુરોપિઅન આવીને વશ્યા છે. મુખ્ય બેટઃ— વિટીલેવુ, વાનુઆલેવુ, અને વૂના. ઈ. સ. ૧૮૭૪ માં આ સમૂહ અંગ્રેજના હાથમાં આવ્યો.

+ ફ્રેંડલીસમૂહ. એ ફીજી બેટની અગ્નિકોણ તરફ ઘણા નાના બેટનો સમૂહ છે તેમાંના મુખ્ય ટોંગાટાનું તથા વાવાઉ છે. કોપરાંનું તેલ બહુ બનાવવામાં આવે છે. અને લોકે ખ્રીસ્તિ ધર્મ સ્વીકાર્યો છે.

નાવીગેશન અથવા વહાણવટીઓનોસમૂહ. એ ફીજી સમુહના ઈશાન તરફ છે. એમાંના મુખ્ય સાવાઈ, ઓપોલુ, તથા ટુટુઈલા છે. તેઓ જ્વાળામુખી ઉત્પતિના છે. જમીન પહાડી અને રસાળ છે. લોક દિવસે દિવસે સુધરતા જાય છે.

સોસાઈટીબેટ. એ ફ્રેંડલી બેટના પૂર્વ કાંઠાથી ઘણે દૂર આશરે દશ બેટનો સમૂહ છે. તેઓ પહાડી જ્વાળામુખી અને રશાળ છે. ટાહીટી કે ઓટા હીટી સુંદરતાને માટે પ્રખ્યાત છે. હવા તંદુરસ્ત અને માફક છે. કોપરાનું તેલ, ઉંચી જાતનો મેવા, ખાંડ, મોતી ઈત્યાદિ પરદેશ ખાતે મોકલવામાં આવે છે. પોલિનિશિઆમાં મિશનરી લોકનું આ પહેલું સ્થળ હતું. ઇ. સ. ૧૮૪૩ થી ફ્રેંચ લોકો આ બેટપર દાવો રાખવા લાગ્યા.

* કૂકબેટ. એ ટાહીટીની નૈરૂત્યકોણ તરફ આ સમૂહ

---

+ ઈ. સ. ૧૬૪૩ માં ટાસમને શોધ્યો. કૂક નામના પ્રખ્યાત વહાણવટીએ બેટનું નામ એવું પાડ્યું, કારણ કે ત્યાંના લોક મળતાવડા જણાયા. પાછળથી જણાયું કે એઓ વિશ્વાસઘાતી તથા કાવતરાં ખોર છે.

*કૂકે આ બેટની શોધ ઈ. સ. ૧૭૭૩ માં કાઢી.

છે. તે ઊંચો અને જ્વાળામુખી છે. ખ્રીસ્તિ થએલા મલાઇની વસ્તી છે. એમાં રોટોંગા મુખ્ય બેટ છે.

**આસ્ટ્રલબેટ.** એ સોસાઈટી બેટોની દક્ષિણે આવેલો નાના બેટનો સમૂહ છે.

**લોઆર્કિપેલેગો.** એ સોસાઈટીના પર્વ તરફ વિસ્તીર્ણ સમૂહ છે. તેમાંના કેટલાક પરવાળાના છે. વસ્તી આછીછે.

**ગામબીયરસમૂહ.** એ લોઆર્કિપેલગોની અગ્નિકોણ તરફ આવેલો નાનો સમુહ છે. તે ફ્રાંસના તાબામાં છે.

**પિટકેર્નબેટ.** એ ગામબીઅર સમૂહની અગ્નિકોણ તરફ આવેલો છે.

**મારકવીસાસબેટ.** એ લોઆર્કિપેલગોની ઇશાન કોણમાં બારિક બેટનો સમૂહ છે. તે પહાડી જ્વાળામુખી અને રસાળ છે. રૂ, શેરડી, નાળિએર ઇત્યાદિની પેદાશ થાયછે. જંગલી મલઈ લોકની વસ્તી છે તેમાં નુકાહીવા સૌથી મોટો બેટ છે.

**ઇસ્ટરબેટ.** એ પાસિફિક મહાસાગરના સૌથી પૂર્વે આવેલો આશરે ૪૦ ચોરસ મૈલનો ખડક છે. દરિઆની સપાટીથી ૧૨૦૦ ફીટ ઊંચો છે. અસલની વખતના સુધારાનાં ઘણાં નિશાન હાલ નજરે પડે છે.

## દક્ષિણ ધ્રુવવૃત્તની જણાએલી જમીન.

**ગ્રેહમસલેંડ** તથા **લુઇફિલિપ** **ભૂમિ.** એ કેપ હોર્નની દક્ષિણે છે.

**સાબ્રીના** **તથા** **આડીલીભૂમિ.** એ આસ્ટ્રેલિઆની દક્ષિણે છે.

**દક્ષિણવિક્ટોરિયા.** એ ન્યુઝીલાંડની દક્ષિણે છે. સર જેમ્સ રોસે ઈ. સ. ૧૮૩૯-૪૩ માં આ ભૂમિની શોધ

કાઢી. એક ઊંચી ભીંત જેવા હીમક્ષેત્રને લીધે તેનાથી આ ગળ ચલાયું નહીં. આ હીમક્ષેત્રની પછવાડે ઊંચા પર્વત જણાયા. "એરીબસ" નામનો જ્વાળામુખી પર્વત ૧૨૪૦૦ ફીટ તથા "ટેરર" ૧૦૯૦૦ ફીટ હિમક્ષેત્રની દક્ષિણે છે. આ ભૂમિની શોધ બરાબર ન થઈ શકી, માટે એ એક મોટો ખંડનો ભાગ છે કે નહીં તેનો હજુસુધી ખુલાસો થયો નથી.

| | |
|---|---|
| બેલેનીબેટ.<br>દક્ષિણ શેટલાંડ.<br>દક્ષિણ આર્કુની.<br>સાંડવિચસમૂહ. | એ સર્વે પણ ધ્રૂવવૃત્તની જમીનમાં આવેલા છે. |

